श्री.

# गायकवाडी राज्यनो इतिहास.


परमानंद भोळाभाइ मुनसी.

वडोदरा फर्स्ट क्लास सीटी मुनसीफ.

અને

हरगोविंद केशवलाल शाह.

प्राइ वर्नाक्युलर स्कूलना हेडमास्तरे


रची, छपावी प्रसिद्ध कर्यो.


આવૃતિ ૩ જી.

(નકલ ૩૦૦૦)





અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અ૦ યુ૦ પ્રિં૦ અને જ૦

એ૦ કંપની ( લિમિટેડ ) ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત્ ૧૯૪૧ મૃગશાલ. ઈ૦ સન ૧૮૮૫.

કીમત રૂ. ૦-૪-૦

# प्रस्तावना.

ગુજરાતનો ઘણો ભાગ ગાયકવાડ સરકારના તાબામાં છે. તેમજ ગુજરાતમાં મોટામાં મોટું દેશી રાજ્ય ગાયકવાડ સરકારનું છે. સબબ એ રાજ્ય ક્યારથી સ્થાપન થયું; તે ઉત્તરોત્તર કેમ વધતું ગયું, આજ સુધીમાં એ ગાદીએ કેવા અને ક્યા ક્યા રાજા થયા વગેરે જાણવાની ગુજરાતના વતનીઓને અને તેમાં વિશેષે કરીને ગાયકવાડી રૈયતને ઉત્કંઠા થાય એ સ્વાભાવિકછે. લોકોની એ આશા પૂરી પડે એવું આજસુધીમાં એકે પુસ્તક નિકળ્યું નથી. નિશાળોમાંના ચોથા ધોરણમાં ચાલતા ગુજરાતના ઇતિહાસમાં એ રાજ્યની હકીકત છે ખરી પણ તે ટુંકીછે. સબબ ગાયકવાડી રાજ્યનો ખુલાસાવાર ઇતિહાસ બનાવી લોકોની આગળ મૂકી મનમાનતી સેવા બજાવવાના વિચાર મારા દીલમાં ઘણા દિવસથી ઘોળાયા કરતા હતા. ગાયકવાડી રાજ્યની બગોળ બહાર પડ્યા પછી એટલે આશરે બે વર્ષ અગાઉ એ રાજ્યનો ઇતિહાસ બનાવવાને મારા પરમ મિત્ર પરમાનંદદાશે મને ભલામણ કરેલી કે જેથી મારા જૂના વિચાર તાજા થયા, અને એ કામ પૂરૂં કરવા મેં હાથમાં લીધું. વચગાળે કેટલીક અડચણો આવ્યાથી આ પુસ્તક બહાર પડતાં વિલંબ થયો કે જેને માટે હું દિલગીર છું.

સાધારણ વાંચનારને તેમજ નિશાળના છોકરાઓને શિખવવામાં અનુકૂળ પડવાને સારૂ આ પુસ્તકમાં આઠ પ્રકરણ

પાડેલાં છે. દરેક પ્રકરણમાં ઘણું કરીને એક એક રાજાની હકીકતછે. છેલ્લું એટલે આઠમું પ્રકરણ વડોદરાની ગાદીએ થએલા મહારાજાનું નથી પણ તે કડીવાળા પ્રખ્યાત મલ્હારરાવનું છે. એમના વિષે બનેલા રાસડાથી એ છેક નાના છોકરા સુધીમાં પણ પ્રખ્યાતછે. એમની અને અં[illegible] રાજાની રમૂજી લડાઈ હોવાથી; મહારાજાને ઈંગ્રેજ સરકારે મદદ કરવાથી તેમને ગુજરાતનો ઘણોક ભાગ મળ્યો, અને એમની સત્તા ગાયકવાડી રાજ્ય ઉપર વધી વગેરે અગત્યની તેમજ મનોરંજક બાબત હોવાથી તેનું એક અલાયદું વધારાનું ૯મું પ્રકરણ કાઢેલુંછે જે કે વાંચનારાઓને કંટાળા ભરેલું નહીં થઈ પડે એવી આશા રાખુંછું.

રાજાઓના ગુણદોષ અને પરાક્રમની સાથે તેમની અને તેમના ફટાયાની વંશાવળી માલમ પડવાને પુસ્તકને છેડે ઝાડ આપ્યુંછે તે વાંચેથી ગાયકવાડ સરકારના કુટુંબમાં કયાં કયાં અને કેટલાં માણસો હતાં તે સહેજ જણાઈ આવશે. નિશાળોના વિદ્યાર્થિઓને આ પુસ્તકનો અભ્યાસ કરવાની ઉલટ થાય સબબ સહેલાં વાક્ય અને સાદી ઇબારત કરવાને મેં બનતી કાળજી રાખી છે.

આ પુસ્તક બનાવવામાં રાસમાળા, મી૦ મગનલાલકૃત ગુજરાતનો ઇતિહાસ તથા મુંબાઈ હાયકોર્ટના વકીલ મિ૦ ગીરધરલાલે કરેલા કોલકરારના ભાષાંતરના પુસ્તકમાંથી મેં મદદ લીધેલીછે, જેથી આ જગોએ હું તેમનો ઉપકાર માનવાને ચુકતો નથી. તા. ૨૧-૯-૧૮૭૭.

## बीजी आवृत्ति.

આ રાજ્યની ભૂગોળ જેવી રીતે ગાયકવાડી કેળવણી ખાતામાં ક્લાસ બુક તરીકે ધોરણ બીજામાં દાખલ થએલી છે તેવી રીતે આ ઇતિહાસ પણ ધોરણ ૪ થામાં દાખલ થએલોછે અને તેમાં ખાતાના અધિકારી સાહેબની પસંદગી પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો છે.

તાં. ૫-૯-૮૫
મુ. વડોદરા.

હરગોવિંદ કેશવલાલ શાહ.
મોજે પીઝ તાલુકે પેટલાદની વર્નાક્યુલર સ્કૂલના હેડ માસ્તર.
વડોદરા સ્ટેટ.



# अनुक्रमणिका.

પ્રકરણ ૧ લું (કલમ.૧-૧૮)

શિવાજીની સુરત ઉપર ચડાઈ તથા મરેઠાઓનું ગુજરા-
તમાં આવવું.(૧)—ખંડેરાવ દાભાડે તથા દામાજીરાવ
ગાયકવાડનું ગુજરાતમાં આવવું.(૨)—બાલાપૂરની લડાઈ-
માં દામાજીરાવનો જય.(૩)—દામાજી અને ખંડેરાવના
મરણ પછીનો ફેરફાર.(૪)—ગાયકવાડી રાજ્યની સ્થાપના.
(૫)—નિઝામુલમુલ્કને અધિકાર ઉપરથી ખસેડવો તથા
રૂસ્તમ અલીખાંની ચડાઈ.(૬)—પીલાજીરાવ ગાયકવાડ
અને કંથાજીની લડાઈ. (૭)—ચોથની વહેંચણ.(૮)—
સરબુલંદની હામેદખાન ઉપર જીત. (૯)— સરબુલંદની
પાદશાહ તરફ નાણાની માગણી તથા ચીમનાજી સાથેની
સલાહ. (૧૦)—ત્રિંબકરાવની પેશવા ઉપર ચડાઈ તથા
તેનું મરણ.(૧૧-૧૨)—ગાયકવાડ અને પેશવા વચ્ચે સ-
માધાની.(૧૩)—ગાયકવાડને બીજી પદવિ મળી. (૧૪)—
અભયસિંહ ગુજરાતનો સૂબો થયો. (૧૫)— અબદુલ્લાબે-
ગનું મરેઠા અગર અભયસિંહની સામા થવું. (૧૬)—પી-
લાજીનો ઘાત. (૧૭)—વડોદરૂં પાછું તાબે કરવું.(૧૮.)

પૃ. ૧૩ પ્રકરણ ૨ જું. (કલમ.૧૯-૨૫)

દામાજીરાવની જોધપૂર સુધી ચડાઈ. (૧૯)—હોલકરને
ગુજરાતમાં આવવાની ઉશ્કેરણી તથા અભયસિંહને અ-
ધિકાર ઉપરથી ખસેડવો. (૨૦)—ગુજરાતમાં અધિકા-

રીઓના ફેરફાર તથા દામાજીરાવની ઉપયુક્તિ.(૨૧)—દામાજીરાવનું સતારે જવું તથા પેશવા સાથેના કરાર.(૨૨)—મરેઠાઓના હાથમાં અમદાવાદ આવ્યું.(૨૩)—દામાજીરાવનું મરણ અને તેમના છોકરાનાં નામ. (૨૪-૨૫)

પૃ. ૨૦ પ્રકરણ ૩ જું. (કલમ. ૨૬-૩૩)

શિયાજીરાવનું ગાદીએ બેસવું.(૨૬)—ગાયકવાડનો ઈંગ્રેજ સાથે સંબંધ.(૨૭)—ગાયકવાડનું પેશવાથી સ્વતંત્રપણું અને ઈંગ્રેજ સાથે દોસ્તી. (૨૮) ફતેસિંગનું મોત ને ગોવિંદરાવનું ગાદીએ બેસવું.(૨૯)—આબાસેલુકરનું ગુજરાતમાં આવવું.(૩૦)—ગવરનરનું સુરત આવવું, અને ગાયકવાડના વકીલોને તેમને મળવા મોકલવા. (૩૧)—સેલુકરની હાર અને અમદાવાદ હસ્તગત થયું.(૩૨)—ગોવિંદરાવનું મરણ. (૩૩).

પૃ. ૨૫ પ્રકરણ ૪ થું. (કલમ. ૩૪-૪૪)

ગેનાબાઇનું સતી થવું બંધ પડવું તથા આનંદરાવ મહારાજનું ગાદીએ બેસવું.(૩૪)—ગજરાબાઇ અને રાવજી આપાજી વચ્ચે અણબનાવ.(૩૫)—કડીવાળા મલ્હારરાવનું સામા થવું તથા ઈંગ્રેજ તરફ ગાયકવાડની મદદની માગણી.(૩૬)—મેજરવાકરનું ગુજરાતમાં આવવું.(૩૭)—આનંદરાવ મહારાજના દેખાવનું વર્ણન.(૩૯)—મહારાજ અને વાકરસાહેબની ભેટ.(૪૦)—રાજની અવ્યવસ્થા.(૪૧)—ગાયકવાડીરાજમાં આરબોનું જોર અને તેમને કાઢવાના વિચાર.(૪૨)—ઈંગ્રેજ સરકારે રૂપીઆ ધીર્યા અને સિબંદિ

વધારી.(૪૩)—ગંગાધર શાસ્ત્રીનું પુને જવું અને તેનું મોત. (૪૪).

પૃ. ૪૧ પ્રકરણ ૫ મું. (કલમ. ૪૫-૪૭)

આનંદરાવનું મરણ તથા શિયાજીરાવનું ગાદીએ બેસવું. (૪૫)—બાળહત્યાના ફંડમાં ગાયકવાડની મદદ.(૪૬)—લશ્કર સુધારવાનો ઇંગ્રેજ સરકારનો તગાદો અને રાજાને ધમકી ઇત્યાદિ. (૪૭).

પૃ. ૪૫ પ્રકરણ ૬ ઠું. (કલમ. ૪૮-૫૭)

ગણપતરાવ મહારાજનું ગાદીએ બેસવું તથા રાજ્યનો બંગાળા સાથે સંબંધ.(૪૮)—ખંડેરાવ મહારાજનું ગાદીએ બેસવું. (૪૯)—૧૮૫૭ના બલવામાં મહારાજાની મદદ. (૫૦)—વિજાપૂરનું બંડ.(૫૧)—હથિયાર લેવાની શરૂઆત. (૫૨)—ઘાતકી શિક્ષાની મનાઈ. (૫૩)—ગોવિંદરાવદિવાન અને ભાઉસાહેબ વચ્ચે ખટપટ. (૫૪)—મકરપરે સરકારનું રહેવું. (૫૫)—દત્તક લેવાની સનંદ.(૫૬)—મહારાજાનું મરણ. (૫૭).

પૃ. ૫૦ પ્રકરણ ૭ મું. (કલમ. ૫૮-૬૫)

મલ્હારરાવ મહારાજનું પાદરેથી આવવું. (૫૮)—સરદારોને રૈયતનો પોકાર તથા ૧૮૭૩નું કમિશન.(૫૯)—મિ. દાદાભાઈ વગેરેને મોટા મોટા હોદ્દા સોંપવા. (૬૦)—ફેર સાહેબની બદલી તથા મહારાજાને ગાદીએથી ખસેડવા. (૬૧)—તોફાન. (૬૨)—શિયાજી મહારાજનું ગાદીએ બેસવું અને નવા દિવાન સાહેબનું નિમાવું. (૬૩) મહારાજાનાં લગ્ન તથા તખ્ત નસીન થવું અને દિવાન સાહેબ પોતાને

દેશ કારભાર છોડી ગયા તથા નવા દિવાન સાહેબનું નિમાવું.
(૬૪) યુવરાજ ફતેસિંહરાવ મહારાજનું જન્મવું.(૬૫)

પૃ. ૫૫ પુરવણી નંબર ૧ લો. (કલમ ૧-૨૧)

કડીવાળા મલ્હારરાવ ગાયકવાડની જાણવાજોગ બીના.

પૃ. ૭૯ પુરવણી નંબર ૨ જો.

શ્રી ગાયકવાડ મહારાજની વંશાવળીનું ઝાડ.

પૃ. ૮૧ પુરવણી નંબર ૩ જો.

આ ગાદી ઉપર થએલા રાજાઓનું જાણવાજોગ હકી-
કત પત્રક.

---

श्री

# गायकवाडी राज्यनो इतिहास.

## गायकवाड संस्थाननी हद.

१. गायकवाड संस्थान हिंदुस्तानना पश्चिम भागे मुंबाई इलाकामां आवेलुंछे. ए संस्थानमां २९३१ गाम तथा २१५८८९९ माणसनी वस्ती छे. एनुं क्षेत्रफळ वडोदरा कांप सुद्धां *८५७० चोरस माइल छे. आ संस्थाननो घणोक भाग गुजरातमां छे; बाकीनो थोडोक भाग काठियावाडमां छे. गुजरातमां जे भागछे तेनी सीमा नीचे प्रमाणे छे.

२. पूर्वे इडर संस्थान, परांतीज परगणुं, महिकांठो, खेडाजील्लो, पंचमहाल, रेवाकांठो अने खानदेश जील्लोछे. दक्षिणे सुरत जील्लो, वांसदा संस्थान अने राजपीपळानो कंइक भागछे. पश्चिमे खंभातनो अखात, सुरत तथा भरुच जील्लो, खंभातनुं संस्थान, अमदावाद जील्लो अने महिकांठोछे. उत्तरे राधनपूर संस्थान, पालणपूर संस्थान अने इडर संस्थाननो कंइक भाग छे.

३. आ संस्थाननां परगणां आखा गुजरात साथे सेळभेळछे. तेना चार राजकीय भाग पाडेला छे. ते नीचे प्रमाणे.

भा.१लो—एनी उत्तरे राधनपूर तथा पालणपूर छे, पूर्वे इडर संस्थान, परांतीज परगणुं तथा महिकांठो; दक्षिणे खेडा तथा अमदावाद जील्लो अने पश्चिमे अमदावाद जील्लो ने महिकांठोछे. एमां मुख्य गाम-पाटण, सिद्धपूर, व-

---

* भुगोळना क्षेत्रफळमां तफावत छे ते आ जोइ दरेक सुधारी लेवानी मेहेरबानी करशो.

ડનગર, વિશનગર, વિજાપૂર, કડી, દેહગામ ને આતરસુંબા છે.

ભા. ૨જો—એની ઉત્તરે એડા જીલ્લો; પૂર્વે રેવાકાંઠો અને પંચમહાલ; દક્ષિણે રાજપીપળાનું સંસ્થાન અને ભરૂચ જીલ્લો; અને પશ્ચિમે ભરૂચ જીલ્લો તથા ખંભાત સંસ્થાન છે. એમાં મુખ્ય ગામ-વડોદરા, ડભોઈ, સંખેડા, પાદરા, પેટલાદ, વસો, સોજીત્રા વગેરે છે.

ભા. ૩જો.—આની ઉત્તરે ભરૂચ જીલ્લો અને રાજપીપળાનું સંસ્થાન; પૂર્વે ખાનદેશ જીલ્લો; દક્ષિણે સુરત જીલ્લો તથા વાંસદાનું સંસ્થાન; અને પશ્ચિમે સુરત જીલ્લો છે. આ ભાગમાં મુખ્ય ગામ નવસારી, ગણદેવી, કામરેજ, બલેશ્વર, સોનગઢ ને બ્યારા ઇત્યાદિ છે.

ભા. ૪થો—એ ભાગ કાઠિયાવાડમાં છે. એમાં અમરેલી, દામનગર, ધારી, કોડીનાર, શીયાનગર તથા પશ્ચિમ તરફ ઓખામંડળમાં દ્વારકાં અને બેટ છે.

૪. મુખ્ય નદિયો—અંબિકા, પૂર્ણા, તાપી, નર્મદા, ઢાઢર, વિશ્વામિત્રી, મહી, સાબરમતી, સરસ્વતિ તથા બનાસ એ સર્વે ઉપર કહેલા પહેલા ત્રણ ભાગમાં છે. રૂપેણ, શીંગવડો તથા શેત્રુંજી એ કાઠિયાવાડ માંહેલા ભાગમાં છે.

---

## प्रकरण १ लुं.

૧. દિલ્હી શેહેર મધ્ય હિંદુસ્તાનમાં છે, ત્યાંની ગાદી ઉપર મોગલ વંશનો બાબરથી છઠી પેઢીએ શાહજહાંનો દીકરો ઔરંગજેબ પાદશાહ હતો, તેના વખતમાં શિવાજી મરેઠો બળવાન થયો. તેણે પ્રથમ ૧૬૬૪ માં પુનામાં મરેઠી રાજ્ય સ્થાપ્યું. ત્યાર પછી કેટલેક દિવસે ગુજરાતમાં આવીને સને ૧૬૬૬ માં છ દિવસ સુધી સુરત શેહેર લૂટ્યું. તે વખતે ત્યાં વેપાર ઘણો ધમધોકાર ચાલતો હતો. વળી ઇંગ્રેજોની તથા વલંદા લોકોની વખારો પણ ત્યાં હતી. સને ૧૬૭૦માં

શિવાજી મોટી ફોજ લેઈ બીજીવાર સુરત ઉપર ચઢી આ- વ્યો, અને તે શહેર લૂટ્યું. એ રીતે પ્રથમ લૂટ મેળવવાની લાલચે મરેઠા લોક ગુજરાતમાં આવવા લાગ્યા.

૨. સને ૧૭૦૮ ને શુમારે મરેઠાની ગાદીએ શિવાજીથી ત્રિજી પેઢીએ શાહુ છત્રપાત થયા. એમનો સેનાપતિ ખંડેરાવ દાભાડે કરીને હતો. તે ગુજરાતમાં પોતાના ઘોડા ઓકાવા લા- ગ્યો, તથા ખંડણી પણ ઉઘરાવવા લાગ્યો. એ ગુજરાતની ઘણી ખરાબી કરનારો પુરૂષ હતો. એની સાથે પુના શહેર પાસે દાવડી નામે ગામછે, ત્યાંના પટેલ ઝીંગોજી બાવાના ભાઈ દામાજીરાવ ગાયકવાડ હતા.

૩. એ લોકોનો ગુજરાતમાં આવવાનો રસ્તો ખાનદેશમાં પીપલનેર, સોનગઢ, નવાપૂર અને નવસારી થઈને હતો. એ રસ્તા ઉપર તેમણે પોતાની તરફનાં થાણાં મૂકેલાં હતાં. પ્ર- થમ તો એ લોક અમદાવાદની પડોશમાં ભટકવા લાગ્યા. પણ ત્યાંથી પાછા જઈ નાંદોદ અને રાજપીપળાની પાસેના બળવાન દેશમાં વિશેષ જાથુની સ્થાપના કરી ત્યાં રહીને ગુ- જરાત અને દક્ષિણ વચ્ચેના વેપારના મુખ્ય રસ્તા ઉપર સ- ત્તા ચલાવવા લાગ્યા. ઈ. સ. ૧૭૨૦ માં *બાલાપૂર આગળ એક મોટી ૧લડાઈ થઇ. તેમાં દાભાડેનું લશ્કર પોતાના શૂર- વીરપણાથી પ્રખ્યાતિ પામ્યું. એ રણક્ષેત્રમાં એક સરદારે પ્રથમજ કીર્તિ મેળવી. તે સરદાર એકે જેના ભાગ્યમાં ગુ- જરાતના કારભારમાં અગત્યની સત્તા ચલાવવાનું લખ્યું હ- તું. એ સરદાર દામાજીરાવ ગાયકવાડ હતા. એમનાં શાહુ- રાજા આગળ ખંડેરાવ દાભાડેએ ઘણાં વખાણ કરીતેમને પોતાના હાથ નીચે બીજી પાયરીએ રખાવ્યા, અને તેમને

---

* બરારમાં આવેલું છે. ૧ એ લડાઈ નિઝામ રાજ્ય સ્થાપનાર અસાફજા અને સૈયદના સૂબા આલમ અલીખાન વચ્ચે થઈ હતી. પહેલાના પક્ષમાં શાહુરાજાના કેટલાક મુખ્ય અમલદારો અને બીજાના પક્ષમાં ખંડેરાવ દાભાડેહતો. એ સેનાપતિ સાથે દામાજીરાવ એક સિપાઇતરીકે નોકર હતા.

સમશેર બહાદૂરનો કિતાબ અપાવી તેમનું નામ વધરાવ્યું. ગાયકવાડ ભારેગવ ગોત્રી મરેઠા કહેવાય છે.

૪. ઉપરની લઢાઈમાં જય પામ્યા પછી થોડા મહિનાને અંતરે દામાજીરાવ ગાયકવાડ મરણ પામ્યા અને તે પછી થોડેક દિવસે ખંડેરાવ દાભાડે પણ ગુજરી ગયા, તેથી ખંડેરાવ દાભાડેની જગાએ તેનો દિકરો ત્રિબકરાવ દાભાડે સને ૧૭૨૧ના મે માસમાં સેનાપતિ થયો અને દામાજીરાવ ગાયકવાડને પેટ કાંઈ સંતાન ન હોવાથી તેમના ભાઈ ઝીંગોજી બાવાને પીલાજીરાવ તથા માલોજીરાવ નામે બે દીકરા હતા તેમાંના પીલાજીરાવ ગાયકવાડને તેમના કાકાની જગોએ ઠરાવ્યા, અને માલોજીરાવને ડભોઈ પાસેનું સંખેડા ગામ આપ્યું. પીલાજીરાવ ગાયકવાડના વંશજો હજીસુધી વડોદરામાં રાજ કરેછે. તેમજ માલોજીરાવના વંશજો પણ વડોદરામાં રહેછે.

૫. ગાયકવાડી રાજ પીલાજીરાવે પ્રથમ ઇ. સ. ૧૭૩૦ માં સ્થાપ્યું. એમનો મિત્ર કંથાજી કદમ ભાંડે કરીને શાહુ રાજાનો સરદાર દાહોદમાં હતો. એ બંનેનાં નામ મળીને પીલુ કંથાજી નામ આખા ગુજરાતમાં પ્રસિદ્ધ છે.

૬. ગુજરાતના સૂબા સરબુલંદખાનના હાથ નીચે સુજાતખાનને ઠરાવી નિજામુલમુલ્કને એ પ્રાંતના અધિકાર ઉપરથી દૂર કર્યો. તેથી એનો કાકો હામેદખાન સરબુલંદખાનની સામે થયો. એ હામેદખાને કંથાજીકદમ ભાંડેને પોતાની મદદે આવવાને માટે ચોથ આપવાની કબૂલ કરી, તેથી એની સાથે તે જવાને તૈયાર થયો. પણ તે વખતે સુજાતખાન કડરેમાં હતો. ત્યાંથી આવતાં રસ્તામાં એ બંને સરદારોએ પોતપોતાની ફોજ એકઠી કરી ગુજરાતની રાજધાનીથી થોડાક માઇલને છેટે એક બીજા ઉપર હલ્લાં કરી તેમાં સુજાતખાન ઠેર મરાયો, ને હામેદખાનના હાથ નીચે

રાજધાની આવી. પણ એ મરનારનો ભાઈ *અબરામ કુ-
લીખાન ગઢી આવ્યો તે લડતાં લડતાં દગાથી મરાયો.
આવો બનાવ બન્યો તે વખતે તેનો ત્રીજો ભાઈ રૂસ્તમ
અલીખાં સુરત શેહેરના ફોજદારી અધિકાર ઉપર હતો
અને પીલાજીરાવ ગાયકવાડ તેના શેહેર પાસે રેહેતા હતા તેથી
તેમની સાથે તેને મળી જવાને સારી તક મળી હતી. કેમકે
જેવા રૂસ્તમઅલીએ પોતાના ભાઈના માઠા સમાચાર જાણ્યા
કે તરતજ મરેઠા શત્રુ સાથે સલાહ કરીને હામેદખાન ઉપર
હલ્લાં કરવા માટે એમને સામેલ રેહેવાને તેડાવ્યા. આ
બધા અધિકારી મરેઠા સાથે સામા પક્ષવાળાએ ઠરાવ
કરી રાખ્યો હતો તોપણ એનું કહેણ તેમણે કબુલ કર્યું,
અને કોના ભણી રેહેવાથી લાભ થાય એમછે તેનો પોતાના
મન સાથે ખરેખરો નિશ્ચય કરવા માટે રૂસ્તમઅલી સાથે
અમદાવાદ ભણી ગયા. તે બંને જણા મહી નદી ઉતરી
અડાસ ભણી જતા હતા તેવામાં ફજલપૂર આગળ હામેદ-
ખાને તેમના ઉપર હલ્લો કરયો; પણ રૂસ્તમઅલીના
તોપોના મારા આગળ તેને પાછા હઠવું પડ્યું. આ વેળાએ
પીલાજીરાવ ગાયકવાડે રૂસ્તમઅલી ભણી રેહેવાનું પસંદ કર્યું.
તે ઉપરથી તેમણે રૂસ્તમઅલીને કહ્યું કે તોપો મારે સ્વાધિન
કરીને તમે આપણા શત્રુઓ જે નાસેછે તેમની પાછળ
દોડીને તેઓને મારો. આ શૂરા મુસલમાને પીલાજીરાવની
કપટકારી સલાહ પ્રમાણે વર્તવાને પ્રારંભ કર્યો નહીં એટલા-
માંજ તેની તોપો ફેરવીને રૂસ્તમઅલીની ફોજ ઉપર તે
પીલાજીરાવ ગાયકવાડે પાછળથી હલ્લાં કરી, તોપણ તેણે
બહાદુરીથી કેટલીકવાર સુધી પોતાનું રક્ષણ કર્યું. પરંતુ તેની
ફોજના માણસો છેકજ ઘટી ગએલા તેથી બચવાનો સંભવ
તેને લાગ્યો નહીં, અને પોતાના મન સાથે વિચાર કર્યો કે હું

---

*એની કબર અમદાવાદમાં કલેક્ટર સાહેબના બંગલા
આગળ છે.

ઝલાઇશે તો મને કેદ કરી મારી નાંખશે. તે ઉપરથી પોતે પોતાની મેળે છાતીમાં કટાર મારી મરણ પામ્યો.

૭. પીલાજીરાવ ગાયકવાડે આ પાપ કર્મ કર્યું તેના બદલામાં કંથાજીની ચોથમાં અરધા ભાગીઆ થઇ પડ્યા; એ બંને જણા મળીને પોતપોતાનો ભાગ ઉઘરાવાને ગયા-પણ દ્રવ્યમાં ભાગ પડવાથી કજીઓ ચાલુ થયો. કેટલીકવાર સુધી આ વાંધાને લીધે શહેર અને ગામડાં ઉપર માત્ર વધારે બોજો થઈ પડ્યો. પીલાજીરાવના ઘાતકી સ્વભાવને લીધે લોકો તેમના કરતાં કંથાજીને વધારે ચહાતા. તેથી કંથાજીએ "લોકો મને વધારે ચહાયછે, માટે તમને જે પૈસા આપીએ તે લઈ તમારે પાછા જવું" આવું એક માણસ સાથે પીલાજીરાવને કહેવડાવ્યું. આ અપમાનથી કોપાયમાન થઇને પીલાજીરાવે તેજ માણસને કેદ કર્યો. કંથાજીએ તેને છોડી મૂકવાનો ઘણો આગ્રહ કર્યો; પણ તેમણે માન્યું નહીં, તેથી તે બંને જણ પોત પોતાનો હક્ક નક્કી કરવાને હથીઆર લેઈ ઉઠ્યા, સારી પેઠે લઢાઈ થયા પછી કેટેલીકવારે પીલાજીરાવ હાર્યા, તેથી તે ખેડાની પાસેના માતર પરગણામાં નાસી ગયા. કંથાજીએ ખંભાતમાંથી ખંડણી લીધી, તથા ઇંગ્રેજોની કોઠીવાળા પાસે ૨૫૦૦૦) માગ્યા, ત્યારે તે નહીં આપવાને તેના અધિકારીઓએ તકરાર કરી અને કારણ જણાવ્યું કે શાહુ રાજાએ અમોને વેપારની છૂટ આપેલી છે. તેથી એ વાત કંથાજીએ છોડી દીધી. એ કોઠીનો મુખ્ય અધિકારી મિ૦ ઇન્સ ચીડાઇ જઇને તેઓને "હથીઆર સજેલા હરામખોર" કરી કહેવા લાગ્યો. કંથાજી તેના આવા બોલવા ઉપરથી માત્ર હસ્યા.

૮. હામેદખાનના સહાયકારી તેને તજીને જાય નહીં એટલા માટે આગળથી વિચાર કરી હામેદખાને એવો ઠરાવ કર્યો કે મહીનદીની પૂર્વ બાજુની ચોથ પીલાજીરાવ ગાયક-વાડ લે અને પશ્ચિમ બાજુની કંથાજીરાવ લે. મરેઠા લોક-

નો ચોમાસામાં પોતાને ઠેકાણે જવાનો ચાલ હતો, તેથી ખંભાત લઢાઈ થયા પછી પીલાજીરાવ ગાયકવાડ સોનગઢ ગયા, અને કંથાજીરાવ પોતાનું એક પરગણું જે ખાનદેશમાં હતું ત્યાં ગયા.

૯. હામેદખાનનો આવો જબરો બળવો બેસાડી દેવાને દિલ્હીના પાદશાહે ગુજરાતના સૂબા સરબુલંદખાનને ગુજરાત તરફ જવાને ફરમાવ્યું, તે ઉપરથી તે મોટી ફોજ એકઠી કરી અમદાવાદ તરફ આવવાને નિકળ્યો. હામેદખાનને પોતાના મરેઠા સહાયકારી આવી મળવાને રાહ જોવાનો વખત રહ્યો નહીં, કેમકે સરબુલંદખાનની ફોજ તો લગભગ અમદાવાદ આગળ આવી પહોંચી. તે ઉપરથી અમદાવાદના રક્ષણ અર્થે થોડા કિલ્લેદારોને મૂકીને પોતે નિકળી ચાલ્યો. પણ એટલામાં એના મદદનિશ મરેઠા લોકો મહીનદી ઉતરીને મેહેમદાવાદ આગળ તેને આવી મળ્યા એટલે અમદાવાદ ભણી પાછો વળ્યો. એ શેહેરમાં એક ટોળી સરબુલંદખાનના પક્ષમાં હતી, તેણે હામેદખાનના કિલ્લેદારોને હરાવી શેહેર બહાર કાઢી મૂક્યા. સરબુલંદખાનની ફોજ જે દિવસે અડાળજ આવી પહોંચી તેજ દિવસે હામેદખાનને પોતાનો મુકામ શાહીબાગમાં કરવો પડ્યો. સરબુલંદખાનની ફોજને આગળ બહુ વધવા દીધી હતી. હામેદખાનની સાથે સરબુલંદખાને લઢાઈ કરી તેમાં હામેદખાનની જીત થઈ, પણ એ જીત થવામાં તેને ઘણું નુકશાન વેઠવું પડ્યું. મરેઠા લોક બીજીવાર લઢાઈ કરવાને સમર્થ નહીં હતા, તેથી હામેદખાન પણ તેમના જેવો લૂટારો થઈ પડ્યો. એ સરબુલંદખાને પરગણે પરગણે લશ્કરી અધિકારી મૂકી દીધા હતા, અને જોઇએ તે કરતાં પણ વધારે બંદોબસ્ત કરી દીધો હતો, તોએ પણ કંથાજી અને પીલાજીરાવે આઠ માસ લૂટ કરવી જારી રાખી અને ચોમાસું બેઠું ત્યારેજ એ ધંધો છોડી પોતે પોતાને ઠેકાણે ગયા.

૧૦. મરેઠાની થતી લૂટફાટ અટકાવવાને સરબુલંદખાને ઘણો એ પ્રયત્ન કર્યો, તોપણ તેના સ્વાધિનમાં જે દેશ હતો તેની એવી તો બુરી અવસ્થા થઈ ગઇ હતી કે તેનાથી પોતાના ખર્ચને માટે જોઇએ તેટલી પણ ઉપજ થઇ શકી નહીં. તેથી નાણાની મદદ મોકલી દેવાને બાદશાહને લખ્યું, પરંતુ તેની માગણી ઉપર કાંઈ પણ ધ્યાન આપ્યું નહીં. ત્યારે તેણે પીલાજીરાવ ગાયકવાડને ચોથ આપવાની કબૂલ કરી. એથી તેઓ લૂટ કરતા બંધ રહ્યા. પણ તેથી સરબુલંદખાનનું કાંઈ વળ્યું નહીં. કારણ કે મરેઠા સરદારો ચોથને બદલે સર્વ ખંડણી ઉઘરાવી લેવા લાગ્યા, અને કોઈ પ્રકારે દેશનું રક્ષણ કર્યું નહીં. છેવટે શાહુ રાજાના પ્રધાન બાજીરાવ પેશવાનો ભાઈ ચીમનાજી આપા મોટી ફોજ લઈ ગુજરાતમાં આવ્યો, અને ધોળકું પરગણું લૂટી લીધું. તેમજ પેટલાદ પરગણાની ખંડણી પણ ઉઘરાવી લીધી. પોતાના ભાઇના કહ્યા પ્રમાણે ચીમનાજીએ સરબુલંદખાનને કહ્યું કે ગુજરાત દેશની ચોથ અને સરદેશમુખી આપવાની કબુલાત આપો તો બીજા સર્વ લૂટારાઓના જૂલમમાંથી અમે દેશનો બચાવ કરીએ. સરબુલંદખાને અંતે એ ઠરાવ પણ મંજુર રાખ્યો, પરંતુ તેની સાથે એણે એવી રીતે કરાર કરી લીધો કે બે હજાર પાંચસે મરેઠા ઘોડેસ્વાર પેશવા સરકારે ગુજરાતમાં જાથુ રાખવા, અને અમારી રાજ સત્તા સાચવવાને બને તેટલી મદદ આપવી. વળી ઉપરના ઠરાવ સાથે શાહુરાજા ભણીથી બાજીરાવ પેશવાએ એમ પણ કબૂલ કર્યું કે ઊંચાં મન થએલા જમીનદારને તથા બીજા લોકની સલાહ શાન્તિમાં ભંગ કરનારા હરકોઇને મરેઠી પ્રજા આશ્રય આપે નહીં અથવા તેમની સાથે સામેલ થાય નહીં. આ ઠરાવ મુખ્યત્વે કરીને ઉઘાડી રીતે પીલાજીરાવ ગાયકવાડને અર્થે કરેલો જણાતો હતો. કેમકે તે દેશના લૂટારા અને કોળીઓની સાથે મળી ગએલા હતા.

૧૧. આ પ્રમાણે પેશવા સરકારે સરબુલંદખાનની સાથે કરાર કર્યો કે તરતજ ત્રિંબકરાવ ડાભાડેએ બીજા મરેઠા સરદારો સાથે સંપ કરવાનો અને ગુજરાતમાં મોટી ફોજ એકઠી કરવાનો આરંભ કર્યો, જ્યારે તેની પાસે પાત્રીશ હજાર ફોજ થઈ અને નિઝામુલ્મુલ્કે આશ્રય આપવાને હા પાડી, ત્યારે તેણે પેશવા ઉપર ચઢાઈ કરવાનો ઠરાવ કર્યો. પીલાજીરાવ ગાયકવાડ, કંથાજીરાવ, રઘુરાવકદમ બાંડે, શિવાજી, આનંદરાવ પરમાર અને બીજા કેટલાક મરેઠા સરદારો તેની મદદે આવી પહોંચ્યા. ત્રિંબકરાવ દાભાડેએ એવું બાનું કાઢ્યું કે શાહુરાજાનું રાજ્ય લેવાને પેશવા સરકાર લોભ કરેછે, તેથી તેનો બચાવ કરવાને દક્ષિણ ઉપર ચઢાઈ કરૂંછું. બાજીરાવે શત્રુઓની સામે જવાનો નિશ્ચય કર્યો. એની ફોજ સંખ્યામાં ઓછી હતી. પણ તેમાં જૂની પાગાના સ્વાર અને કીર્તિ પામેલા કેટલાક સરસ મરેઠા માનકરી હતા. તે લઇને પોતે સત્વર ગુજરાત ભણી ચાલ્યો, ને થોડી મુદતમાં નર્મદા નદી ઉતરીને આણી તરફ આવ્યો. આ ઠેકાણે તેની ફોજના મોખરાના યોદ્ધાને પીલાજીરાવ ગાયકવાડના છોકરા દામાજીરાવની હાથ નીચેની ટૂકડી સાથે લઢાઈ થઈ. તેમાં બાજીરાવની છેક હાર થઇ ગઈ, તોપણ તે નિરાશ થઈ ગયો નહીં. પણ આગળ વધીને *વડોદરા તથા ડભોઈ વચ્ચે ભીલપૂર ગામ પાસે શત્રુઓની સાથે ભીડ્યો. એ ગામ પાસે દાભાડેની છાવણી હતી.

---

* એ શહેર પ્રથમ પીલાજીરાવ ગાયકવાડે ઇ. સ. ૧૭૨૬ માં તેના સૂબા હુસેનુદીન પાસેથી લઈ લીધું હતું. તેથી તે સૂબો ખંભાત અને પછી સોરઠમાં જતો રહ્યો. બાજીરાવ પેશવાએ તેના કબજામાંથી વડોદરૂં લઈ લેવાને માલોજીરાવ પવાર મારફતે ઘણી કોશીશ કરાવી, પણ તેમાં તે ફતેહ પામ્યો નહીં. બીજીવાર પણ બાજીરાવ વડોદરૂં પાછું લઈ લેવા માટે પંડે ચઢી આવ્યો, પણ પીલાજીરાવની ફોજે તેને પાછો હઠાવી કાઢ્યો.

૧૨. આ અગત્યની લઢાઈ ઇ. સ. ૧૭૩૧ માં થઇ. એમાં જ્યારે બાજીરાવને પોતાના દેશીઓ સાથે લઢાઇ કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે પોતાની સદાયની રીતીથી ઉલટી રીતે વર્તિને શત્રુના લશ્કરની છેક લગભગ આવીને લઢવા લાગ્યો. તેથી સેનાપતિના નવા રાખેલા માણસોથી ટકી શકાયું નહીં, અને લઢાઈ થતાં પહેલેજ મારે નાસી ગયા. તેમની સાથે કંથાજી કદમ બાંડે પણ નાઠો. ફકત ખંડેરાવ દાભાડેના જુના માણસોજ તેના રક્ષણ અર્થે રહ્યા. બાજીરાવ ઘોડા ઉપર બેશીને આવા મોટા પ્રસંગે જોઇએ તેટલું શૂરાતન બતાવીને વઢવા લાગ્યો. દાભાડે હાથી ઉપર બેઠો હતો. એણે પોતાની ફોજનાં માણસો નાસતાં જોઇને પોતાના હાથીના પગે સાંકળ નંખાવી દીધી. રણક્ષેત્રમાં ભારે યુદ્ધ થયું. પણ તેમાં કોનો જય થશે તે કેટલી વાર સુધી સમજાયું નહીં તેવામાં કમાનની પણચ કાન સુધી ખેંચીને બાણનો પ્રહાર કરતાંજ ત્રિંબકરાવને અચાનક ગોળી વાગી તેવોજ તે પડ્યો. પેશવાનો જય થયો, અને તેની મરેઠા સરદારો ઉપર કહેવા માત્ર સત્તા થઈ.

૧૩. આ જય મેળવતાં બાજીરાવ ઘાયલ થયો હતો, તોપણ સરબુલંદખાનની સલાહથી ગાયકવાડ સરકારના તાબાનું વડોદરૂં શહેર સર કરવાને તૈયાર થયો. પણ પછી તરતજ ગાયકવાડે તેની સાથે સલાહ કરી, તેથી તે લઢાઈ ન કરતાં સતારે પાછા ગયો.

૧૪. જેમ બીજી દરેક મુલકી લઢાઇઓમાં થાયછે તેમ દાભાડે ઉપર જય મેળવ્યાથી ઘણા લોકોને પેશવા ઉપર પણ ઇર્ષા આવી તે મટાડી દેવાને તેણે ઘણો પ્રયત્ન કરવા માંડ્યો, અને તેઓનું સમાધાન કરવાને પોતાથી બન્યા તેટલા ઉપાયો કર્યા. ત્રિંબકરાવ ડાભાડેના બાળ પુત્ર યશવંતરાવને તેની માતુશ્રીના દેખરેખપણા નીચે સેનાપતિનો અધિકાર

આપ્યો, અને તેઓના પ્રથમ ૧ મુતાલિક પીલાજીરાવ ગા-યકવાડ હતા, તેથી તેમને તે જગો ઉપર કાયમ કરીને તેમના વંશપરમપરાના સમશેર બહાદૂરના પદ સાથે સેનાખાસખેલની બીજી પદવિ આપી. પછીથી ફરીને તકરાર થાય નહીં એટલા માટે એક લેખ તૈયાર કરીને તેમાં પેશવાએ અને સેનાપતિએ સહીયો કરી. તે લેખમાં એવું લખ્યુ હતું કે ગુજરાત અંને માળવામાં એક બીજાની જગાઓછે, તેમાં કોઈ કોઇએ હાથ ઘાલવો નહીં; આખા ગુજરાત પ્રાંતની તમામ બંવસ્થા સેનાપતિ કરે, પણ તે પેશવાની મારફતે સતારાના સરકારને ઉપજનો અડધો ભાગ આપે.

૧૫. સરબુલંદખાને ગુજરાતની ચોથ અને સરદેશમુખી મરેઠાઓને આપવાની કબુલ કરી તે વાત પાદશાહને પસંદ પડી નહીં, માટે સરબુલંદખાનની જગો ઉપર મારવાડના રાજા અભયસિંહને ઠરાવ્યો. તે રાજ્યનો કબજો લેવાને ફોજ લઈ આવ્યો તેની સામે સરબુલંદખાન થયો. પણ આખરે સરબુલંદખાન હારીને દિલ્હી પાછો ગયો. ત્યાં તેનું ઘણું અપમાન થયું.

૧૬. સરબુલંદખાનના હાથ નીચે ભરૂચ પરગણાના ફોજદારી કામ ઉપર આ વેળાએ અબદુલ્લાબેગ હતો. એ પરગણું નિજામુલમુલ્કને તેના અંગના પરગણા તરીકે આગળ આપવામાં આવ્યું હતું. અબદુલ્લાબેગમને નિજામુલમુલ્કે નેક આલમખાનનો ઇલકાબ પણ આપ્યો હતો. તે ઉપરથી હવે અબદુલ્લાબેગ પોતે નિજામુલમુલ્કનો નોકરછું એવું માની લેવા લાગ્યો. તેથી તે અભયસિંહ કે મરેઠાઓને પોતે પત કરવા લાગ્યો નહીં.

૧૭ ઇ. સ. ૧૭૩૨માં અભયસિંહના ફોજદારે ગાયકવાડ સરકારનું વડોદરા પરગણું લઈ લીધું અને તે શેરખાન બાબીને સોંપ્યું. પણ પીલાજીરાવ લડવાને બહાર પડ્યા અ-

---

+ કામ ચલાવનાર મુખ્ય માણસ.

ને કેટલીક જીતો મેળવીને ઘણાં મુખ્ય કિલ્લા પોતાને સ્વાધિન કરી લીધા પછી રાઠોડે અંતે તેમને રામેશરણ પહોંચાડવાનો ઠરાવ કર્યો, તેમની સાથે સલાહ કરવાને મિશે તે કામ સાધવાને કેટલાક માણસો મોકલ્યાં. આ વખતે પીલાજીરાવ ગાયકવાડ ડાકોર ગામમાં જ્યાં શ્રી રણછોડજી મહારાજનું ધામ છે ત્યાં પડાવ નાંખી રહેલા હતા. તેમને વહેમ આવે નહીં એટલા માટે અભયસિંહનાં માણસોએ કેટલીકવાર સુધી આવજા કર્યા કર્યું. એક દિવસે તેઓ છેક સાંજની વખતે આજ્ઞા લઇને ગાયકવાડ સરકારના તંબુમાંથી નિકળ્યા. પણ તે માંહેનો એક કાંઈ જરૂરિયાતની વાત કહેવાની રહી ગઇ છે એવું મિશ કાઢીને પાછો ગયો; અને પીલાજીરાવના કાનમાં કંઈ કહેવાનું છે એવું ડોળ કરીને તેમના કાળજા વચ્ચે કટાર મારી, તેથી તેઓ મરણ પામ્યા.

૧૮. આ પ્રમાણે પીલાજીરાવ ગાયકવાડનો ઘાત કર્યો. તોપણ અભયસિંહની મન કામના કાંઈ પૂર્ણ થઈ નહીં, કારણકે વડોદરા પાસે પાદરા નામે ગામછે, ત્યાંનો દેશાઈ પીલાજીરાવ સાથે મિત્રાઈ રાખતો હતો. તેથી તેણે આખા દેશના ભીલ તથા કોળી એકઠા કર્યા. તે વખતે પીલાજીરાવના ભાઈ માલોજીરાવ જંબુસરથી આવી પહોંચ્યા અને તેમણે વડોદરૂં પાછું શેરખાન બાબી પાસેથી સને ૧૭૩૪માં પોતાને સ્વાધિન કરી લીધું તે હજુ સુધી ગાયકવાડ સરકારના તાબામાંછે. આ વખતે બાબી વાડાસીનોરમાં હતો.

## પુનરાવર્ત્ત માટે પ્રશ્ન.

(૧) મરેઠી રાજ્ય પ્રથમ કોણે સ્થાપ્યુ? (૨) ખંડેરાવ દાભાડે કયા રાજાનો સેનાપતિ હતો તથા એની સાથે ગુજરાતમાં કોણ આવ્યું હતું? (૩) બાલાપૂર આગળની લડાઇમાં પ્રથમ કીર્તિ કોણે મેળવી તથા તેથી તેને શાશા ફાયદા થયા? (૪) દામાજીરાવ ક્યારે મરણ પામ્યા તથા તેમની જગાએ

કોને હરાવ્યા? (૫) ગાયકવાડી રાજ્ય કોણે કઈ સાલમાં સ્થા-પ્યું? (૬) ગુંજરાતના સૂબા સરબુલંદના હાથ નીચેના નિ-જામુલમુલ્કને ખસેડવાથી શા શા બનાવ બન્યા તે કહો?(૭) રાજ્યમાં ભાગ પડવાથી પીલાજીરાવ અને કંથાજી વચ્ચે શો પરિણામ નિપજ્યો? (૮) પીલાજીરાવ અને કંથાજીરાવને ચોથની વહેંચણ કોણે અને કયી રીતે કરી આપી? (૧૦)સ-રબુલંદે પીલાજીરાવને શાથી ચોથ આપવી કબૂલ કરી અ-ને તેથી તે પાર પડ્યો કે નહિ? (૧૪) પીલાજીરાવને યશવંત રાવનો મુતાલિક કાયમ રાખવાથી બીજી કયી પદવિ મળી? (૧૭) પીલાજીરાવને કોણે અને શી રીતે મરાવ્યા તે કહો? (૧૮) પીલાજીરાવના કયા ભાઈએ કયા દેશાઈની મદદથી વ-ડોદરૂં પાછું તાબે કર્યું અને તે કોને કબજે હતું?

## प्रकरण २ जुं.

૧૯. પીલાજીરાવના વડા પુત્ર દામાજીરાવ ગાયકવાડ સો-નગઢથી મોટી સેના લઈને આવ્યા. તેમણે ગુજરાતની પૂર્વ ભણીનાં કેટલાંક મુખ્ય પરગણાં પોતાને સ્વાધિન કરી લ-ઈને ઠેઠ જોધપૂર સુધી ચઢાઈ કરી. તેથી અમદાવાદ શહેર પોતાના એક મુતાલિકને સોંપીને પોતાનું વંશ પરમપરાનું રાજ્ય સંભાળવાને અભયસિંહને ત્યાં જવાની જરૂર પડી.

૨૦. આ પ્રમાણે દામાજીરાવ ગાયકવાડે ગુજરાતમાં પોતાનો પાયો જમાવ્યો, અને તેમના બાપનો ઇલકાબ સે-નાખાસખેલ તથા વડાવાનો સમશેર બહાદૂરનો, એ બંને ભેગા કરી પોતે લખવા લાગ્યા. ત્યાર પછી બે વરસે પોતા-ના બાપના સામાવાળા કંથાજી કદમ બાંડેને પ્રાંતમાંથી હાં-કી કાઢ્યો. પણ બીજે વરસે એટલે ઇ. સ. ૧૭૩૫ માં તે હોલકરને હલ્લાં કરવા માટે તેડી લાવ્યો. તેઓએ એકાએક આવી અમદાવાદની ઉત્તરનાં કેટલાંક શહેર લૂટી લીધાં;

અને ઇડર, પાલણપુર તથા છેક બનાસ નદી સુધી ખંડ-ણી ઉઘરાવી લીધા પછી જેવા તેઓ એકાએક આવ્યા તે વાજ પાછા ગયા. ત્યાર પછી તરતજ અભયસિંહને ગુજરાતના અધિકાર ઉપરથી દૂર કરીને તેને ઠેકાણે નજીબુદવલા મોમીનખાનને બાદશાહે ઠરાવ્યો, અને ઈ. સ. ૧૭૩૭માં તે અમદાવાદ આવ્યો. પણ અભયસિંહના મુતાલિક રતનસિંહે તે શહેર તેને સ્વાધિન કર્યું નહિ. તેથી તેને કાઢી મૂકવા સારૂ દામાજીરાવ ગાયકવાડની મદદમાગવાની મોમીનખાનને જરૂર પડી. આ ઉપરથી એક બીજાએ સામ સામા ઠરાવ કરાવી લીધા પછી રતનસિંહને કાઢી મૂકવાને ગાયકવાડ સરકારે રંગોજીને કેટલીક ફોજ આપી પોતાના નવા મળતીયા સાથે મોકલ્યો. જેવો તેઓએ અમદાવાદ ઉપર હુમલો કર્યો કે તરતજ તેઓને શત્રુએ પાછા હઠાવી દીધા. પણ રતનસિંહ છેવટે તેઓને તાબે થયો, ને અમદાવાદ ઈ. સ. ૧૭૩૭માં મોમીનખાનને સ્વાધિન થયું. પાદશાહ તથા મરેઠાની ખંડણીમાં અને સત્તામાં બરોબર ભાગ મોમીનખાને ઠરાવ્યો હતો. આ ગોઠવણ એવી થઈ કે જેથી સામું કજીઆનું મૂળ ઉભું થયું. એજ વરસમાં બાદશાહે નિજામુલમુલ્કને સમજાવીને દિલ્હી પાછો બોલાવી લીધો, અને ગુજરાત તથા માળવાનો અધિકાર તેના છોકરા ગાજીવદિનના નામથી એને સોંપ્યો. પણ તેની સાથે એવી શરત કરી લીધી હતી કે તેણે મરેઠાઓને બંને પ્રાંતમાંથી હાંકી કાઢવા. આ પ્રમાણે કરી શકવાનું તેનામાં કૌવત નહોતું. તેણે તેના બળવાન શત્રુ બાજીરાવ પેશવા સાથે લડાઈ કરી, પણ તેમાં તેનું કાંઈ ફાવ્યું નહિ. તેથી તેણે એવી રીતનો કરાર કરી આપ્યો કે બાજીરાવને આખો માળવા પ્રાંત અને ચંબળા તથા નર્મદાનદી વચ્ચેના તમામ પ્રદેશનું સંપૂર્ણ આધિપત્ય બાદશાહ પાસેથી મારે અપાવવું.

૨૧. દામાજીરાવ ગાયકવાડ હવે તો બહુ સત્તા વાળા મા-

ઘુસ થઈ પડ્યા. ત્રિંબકરાવની વિધવાના તે બ્યવસ્થાપક હતા. તેથી દાભાડેની ટૂકડી ઉપર પણ પોતાની મરજી પ્રમાણે સર્વે સત્તા ચલાવવા લાગ્યા. કારણ કે યશવંતરાવ તે કામ ઉપાડી લેવા જેવો પાકી ઉમરનો થયો હતો ખરો પણ સેના મુખ્ય તરીકે કામ ચલાવવા જેટલી તેનામાં આવડ નહોતી. મરેઠાઓની સર્વ સરદેશમુખી તથા કાઠિયાવાડમાંની તમામ ખંડણી દામાજીરાવ ગાયકવાડે મોમીનખાનનું ઇ. સ. ૧૭૪૩માં મરણ થયું ત્યાંસુધી ઊઘરાવી લીધી. બાદશાહના હુકમથી અબદુલઅઝીઝખાનને ગુજરાતનો નવો સૂબો ઠરાવ્યો. તે આ વખતે દક્ષિણમાં ઔરંગાબાદમાં હતો. ત્યાંથી કેટલાક માણસની ફોજ એકઠી કરીને પોતાના નવા અધિકાર ઉપર જવાને નિકળ્યો. પણ રસ્તામાં જતાં સુરત મૂકીને ભરૂચ આગળના અંકલેશ્વર ગામ પાસે આવી પહોંચતાં દામાજીરાવના પક્ષવાળાઓએ તેના ઉપર ઓચિંતો હુમલો કરી તેની ટૂકડીનો પુરેપૂરો નાશ કર્યો. ત્યાર પછી ફકીરઉદવલાને અમદાવાદનો કબજો કરવાને દિલ્હીથી મોકલ્યો. પણ ઇ. સ. ૧૭૪૪માં દામાજીરાવની ટૂકડી જે રંગોજીના તાબામાં હતી, તેણે તેની સામે થઇને કબજો કરવા દીધો નહિ. આ વેળાએ દામાજીરાવ સતારામાં હતા, એ લાગ જોઇને એમના ભાઈ ખંડેરાવે પોતાને અનુકુળ પડતો ફેરફાર કરી દીધો, તેમાં રંગોજીને કામ ઉપરથી દૂર કરી પોતાની તરફના એક માણસને અમદાવાદ ઉપર ઠરાવ્યો. વળી ફકીર ઉદવલાને તેણે કેટલોક આશરો આપ્યો. પણ દામાજીરાવે તાબડતોબ પાછા આવીને તેઓનો સંબંધ જે મરેઠાઓના સ્વાર્થને નુકશાનકારી થઈ પડે તેપહેલાં તે તોડી નાંખ્યો. ખંડેરાવને બોરસદનો કિલ્લો અને મૂલ્યવાન નડિયાદ પરગણું આપ્યું, તથા વડોદરામાં તેને પોતાનો મુતાલિક ઠરાવ્યો. આ ઉપયુક્ત બ્યવસ્થા કરવાથી દામાજીરાવ

પોતાના કુટુંબના ઘણા માણસો ઉપર પોતાનું ઉપરીપણું જા-
ળવી શક્યા. પોતાની સત્તાને ખલેલ પહોંચાડનારી અડચણ
ખરેખરી આવી હતી, તે દૂર કરી એમણે ફકિર ઉદવલાને
માન્ય કર્યો નહીં, તથા તેને બદલે પોતાનો જૂનો મળતિયો જે
મોમીનખાન તેના દિકરા તથા ભાઇઓને આશરો આપ્યો.

૨૨. શિવાજીની સ્ત્રી તારાબાઇએ પ્રથમ પોતાના છોકરા
રાજારામને સમજાવીને કહ્યું કે તારો ચાકર બાલાજીરાવ
બાજીરાવ પેશવા તારી સર્વ સત્તા બથાવી પડ્યોછે. તે તું પાછી
મેળવી લે. પણ તેમાં તે બાઇનું કાંઈ વળ્યું નહિ. તે ઉપરથી
તારાબાઇએ ઈ. સ. ૧૭૫૧માં દામાજીરાવ ગાયકવાડને લ-
ખી મોકલ્યું કે મરેઠી રાજ્યને અને રાજાને બ્રાહ્મણોના હાથ-
માંથી છોડાવવાને તમારે સતારે આવવું. દામાજીરાવ ગાયક-
વાડ આ ઉપરથી સતારે જવાને નિકળ્યા. તે ત્યાં પહોંચ્યા
એવા સમાચાર બાલાજીરાવને મળ્યા કે તરતજ રાજાને
સતારાના કિલ્લામાં બોલાવી એકદમ કેદ કરી દીધો. પ્રથમ તો
દામાજીરાવે પેશવાના સરદારોને હરાવ્યા, અને સતારે જઇને
તારાબાઇને મળ્યા. પણ પછીથી તરતજ પછું હઠવું પડ્યું;
અને બાલાજીરાવ પેશવા સાથે કોલકરાર કરવાની અગત્ય
પડી. પેશવાસરકારે દામાજીરાવને પોતાના કબજામાં આ-
વેલા જોઇને ગુજરાતમાંના જે કાંઈ રૂપીઆ ચડેલા હતા
તે તથા કેટલોક મૂલક માગ્યો. ત્યારે દામાજીરાવે કહ્યું કે હુંતો
દાભાડેનો મુતાલિક છું, તેથી તમારી માગણી કબૂલ કર-
વાને મને અધિકાર નથી. આવા ઉત્તર ઉપરથી દાભાડેના
કુટુંબના તથા ગાયકવાડના કુટુંબના કેટલાક માણસોને કેદ ક-
રી એક ડુંગરી કિલ્લામાં રાખ્યાપછી તેણે ઘાતકીપણે દામાજી
રાવની છાવણી ઉપર લૂટ કરીને તેમને કેદ કરી પુને મોકલી
દીધા. ત્યાંથી તેમને છોડતાં પહેલાં ઘણા સખ્ત કરાર તેમણે
કરી આપવા એવું કહ્યું. તે કરાર એવા હતા કે તેથી તેમને
ઘણું નુકશાન લાગે; પરંતુ અંતે તે તેમને કબૂલ કરવાની ગ-

રજ પડી. તે કરાર એવા કે ચઢેલા રૂપિઆને બદલે પંદર લાખ રૂપિઆ આપવા, અને ગાયકવાડના તાબામાં હાલ જે દેશ છે તેમાંથી તથા હવે પછીના જે જીતે તેમાંથી અરધો ભાગ આપવો. એ અરધો ભાગ આપવાને દામાજીરાવે ધડમૂળથી કબૂલ કર્યું. જે ઠેકાણેથી ખંડણીની ઉપજનો ભાગ સરદેશ મુખી અથવા લૂટ મળે તેમાંથી ખરચ બાદ કરતાં બાકીનામાંથી અરધો હિસ્સો આપવો એ પણ કબૂલ કર્યું. વળી પેશવાને જ્યારે અગત્ય પડે ત્યારે દશ હજારઘોડા સહિત મદદ આપવી કબૂલ કરી. દાભાડેના મુતાલિક તરીકે ગુજરાત પ્રાંતમાંના તેના ભાગને પેટે પ્રતિ વરસે ૫૨૦૦૦ રૂપિયા આપવા. રાજાના માણસોના ખરચને પેટે દર વરસે કંઈક રકમ આપવી. આ કરારથી પેશવાના તાબામાં જે પરગણાં આવે ત્યાં થાણાં બેસાડવાને મદદ આપવી. તથા સૌરાષ્ટ્રના આખા દ્વીપકલ્પમાંથી ખંડણી ઉઘરાવવાના ક્રમમાંએ પણ મદદ કરવી. ઉપર પ્રમાણે સર્વ કરાર દામાજીરાવ ગાયકવાડે કબૂલ કર્યા. પેશવાએ પોતાના નાના ભાઈ રઘુનાથરાવને ગાયકવાડની સાથે ઉપલા સર્વ કરારનો અમલ કરી લેવા માટે ગુજરાત તરફ મોકલ્યો. ઇ. સ. ૧૭૫૫ માં દામાજીરાવને કેદમાંથી છોડ્યા એટલે તે પણ પોતાની ફોજ સહિત ગુજરાતમાં રઘુનાથરાવને આવી મળ્યા. તેઓ બંને જણ ખંડણી ઉઘરાવતા તથા દેશને તાબે કરી લેતા ચાલ્યા. ચાલતા ચાલતા અમદાવાદના કિલ્લા નજદીક આવી પહોંચ્યા ત્યાં સુધી કોઇએ તેમને અટકાવ્યા નહિ.

૨૩. આ વખતે અમદાવાદ શહેર જુવાનમર્દખાન બાબીના હાથમાં હતું. તેને મોમીનખાનના ભાઇએ પોતાનું મરણ થતાં પહેલાં મોગલના તાબાના ભાગ ઉપર ઠરાવેલો હતો. પણ દામાજીરાવ જેવામાં કેદમાં પડેલા હતા તેવામાં તે શહેરની સર્વ સત્તા પોતાના હાથમાં લઈ બેઠો હતો. ફ-

ફત ગાયકવાડ સરકારનું લહેણું વસૂલ કરી લેવા દેતો હતો. જ્યારે બંને એકઠા મળેલા સરદારો અમદાવાદ આગળ આવ્યા ત્યારે જુવાનમર્દખાન પાલણપૂર હતો. તે શહેરનો કોટ ચઢો ઉતરતાં પહેલાં તો તે ત્યાં આવી પહોંચ્યો, અને તેને જોઇ તેના કિલ્લેદારોને નવો જુસ્સો તરત ઉત્પન્ન થયો. તેથી તેઓએ ઘણા આગ્રહથી બચાવ કર્યો. જુવાનમર્દખાન બાબીની સલુકાઇથી તેના લાભમાં પ્રતિષ્ઠિત કરાર થયો. તે કરાર એકે જો તે શહેર છોડી દે તો પાટણ, વડનગર, વિજાપૂર, રાધણપૂર તથા બીજાં કેટલાંક પરગણાં તેને આપવાં, તે ઉપરથી તેણે અમદાવાદ ઇ. સ. ૧૭૫૫માં મરેઠાઓને સ્વાધિન કર્યું ત્યારથી તેની ઉપજ પેશવાએ તથા ગાયકવાડે અરધોઅરધ વહેંચી લેવા માંડી. પણ પેશવાએ સર્વ કિલ્લેદારો પોતાની તરફના મૂકયા અને હમણાં ગાયકવાડ સરકારની જે હવેલી છે તેજ હવેલીમાં દામાજીરાવની ફોજ રહે એમ ઠર્યું. માધવરાવ પેશવાની સામે રાઘુબાએ ફિતૂર ઉઠાવ્યું, તેમાં ગાયકવાડે રાઘુબાને મદદ કરવા માટે પોતાના દીકરા ગોવીંદરાવને લશ્કર આપી ઇ. સ. ૧૭૬૮માં તેની સાથે મોકલ્યા. પણ એ લઢાઇમાં રાઘુબા હાર્યા. તેથી ગાયકવાડને એટલી શિક્ષા કરી કે, ૫,૨૫,૦૦૦ રૂપિયાની ખંડણી બેસાડી; અને સમાધાની વખતે ત્રણ હજાર તથા લઢાઇમાં પાંચ હજાર સ્વાર દર વરસે નોકરીમાં લેવા તથા પેશવાએ કેટલાંક પરગણાં પાછાં આપવાં કબૂલ કર્યાં, તે ઉપરથી તેમણે બીજા રૂપીઆ બે લાખ ત્રેપન હજાર આપવા કબૂલ કરયા. પહેલી તથા આ મળી એકંદર ખંડણી દર વરસે ૭,૭૮૦૦૦ રૂપીઆની કરી લીધી.

૨૪. આ વખતે દામાજીરાવ ગાયકવાડ પોતાની પાછળ પાંચ પુત્ર મૂકી પાટણ શહેરમાં ઇ. સ. ૧૭૭૨માં મરણ

પામ્યા. તેમની છત્રી આજ પણ પાટણમાં છે. એ દામા-જીરાવ ગાયકવાડનો શિક્કો નીચે પ્રમાણે હતો.

## शिक्को.




દામાજીરાવના ભાઈ જેસીંગરાવને દીકરો નહીં હતો, અને બીજાભાઈ ખંડેરાવને દામાજીરાવે હિંમતે બહાદૂરનો ઇલકાબ આપીને કડી પરગણાની જાગીર આપી હતી. એ ખંડેરાવને *મલ્હારરાવ નામે દીકરો હતો.

૨૫. ઉપર લખ્યા પ્રમાણે દામાજીરાવ ગાયકવાડને પાંચ પુત્ર હતા. તેઓનાં નામ—બીજી સ્ત્રીના મોટા પુત્ર શિયાજીરાવ, પહેલી સ્ત્રીના બીજા પુત્ર ગોવિંદરાવ, મલ્હારરાવ ઉર્ફે રામરાવ અને ત્રીજી રાણીના છોકરા માનાજીરાવ તથા ફતેસિંગરાવ હતા.

## पुनरावर्त्त माटे प्रश्न.

(૧૯) જોધપૂર સુધી કોણે ચઢાઈ કરી ને તેથી અભયસિંહને શું કરવું પડ્યું?

(૨૦) નજીબુદ્દવલ્લાને શાથી ગાયકવાડની મદદ માગવી પડી? (૨૧) દામાજીરાવ સતારામાં હોવાથી તેમના ભાઇએ

* એનો ઇતિહાસ રમૂજી જાણી છેવાડે પૂરવણી નંબર ૧ લે ઇલાયદો આપેલો છે.

શો ફેરફાર કરી દીધો તથા તે દામાજીરાવે પાછો શી યુક્તિએ તોડી પાડ્યો? (૨૨) તારા બાઇએ દામાજીરાવને શાથી તેડાવ્યા અને ત્યાં જવાથી તેમને પેશવા સાથે શા શા કરાર કરવા પડ્યા? (૨૩) રાઘુબાની મદદે ગોવિંદરાવને મોકલ્યાથી ગાયકવાડ સરકારને શું નુકશાન થયું? (૨૪) દામાજીરાવ ક્યારે મરણ પામ્યા?

---

## प्रकरण ३ जुं.

૨૬. દામાજીરાવ ગાયકવાડ ગુજરી ગયા તે વખતે ગોવિંદરાવ ગાયકવાડ પુનામાં હતા. તેમણે માધવરાવ પેશવાને મોટી નજર આપી તથા પોતાના બાપના કરેલા કરાર કબૂલ કરી પોતાનું નામ બાપની જગોએ સેનાખાસખેલ સમશેર બહાદૂરમાં દાખલ કરાવ્યું. શિવાજીરાવ મોટા પણ ભોળા હતા, સબબ તેમનો હક્ક ઉઠાવ્યો. પેશવા સરકારની મરજી માંહોમાંહે ફુટ કરાવી ગાયકવાડ સરકારનું જોર કમી કરવાની હતી.તે ઉપરથી તેમણે શિવાજીરાવનો હક્ક પાછળથી કબૂલ કર્યો. તેથી ગોવિંદરાવ અને ફતેસિંગરાવ, એ બે ભાઇઓ વચ્ચે ભારે વેર ચાલ્યાં. કારણ કે ફતેસિંગરાવને પેશવા સરકાર તરફથી શિવાજીરાવના મુતાલિક ઠરાવવામાં આવ્યા હતા. પોતાનું પાસુ મજબૂત કરવા માટે ફતેસિંગરાવે ઇ. સ. ૧૭૭૨ માં ઈંગ્રેજ સરકારની સાથે કહેણ ચલાવ્યું. પણ તેઓએ તે વખતે કંઈ દાદ દીધી નહીં. પણ પાછળથી એટલે ઇ. સ. ૧૭૭૩માં ઈંગ્રેજ સરકારે ગાયકવાડ સરકાર સાથે સલાહ કરી. એ સલાહ થઈ તેવામાં ભરૂચના નવાબની સાથે ગાયકવાડ સરકારને ટંટો થયો. તેથી એજ સાલમાં ભરૂચ શહેર નવાબ પાસેથી ઈંગ્રેજ સરકારે લઈ લીધું, અને તેમાં ગાયકવાડ સરકારનો જેટલો ભાગ હતો તે-

ટલો લખી લઈ જેવી રીતે તે નવાબ પાસે રહેતું હતું તેવીજ રીતે ઇંગ્રેજ સરકાર પાસે રહ્યું.

૨૭. માધવરાવના દીકરા નારાયણરાવનું ખૂન થયા પછી રાઘુબાએ ફરીથી ગોવિંદરાવનો દાવો મંજુર કર્યો. પણ મંત્રિની ટોળી નારાયણરાવ પેશવાના મરણ પછી જન્મેલા પુત્ર માધવરાવનારાયણને ગાદીએ બેસાડવાને મચેલી હતી, તેથી તે ટોળીના લશ્કરથી રાઘુબાને ગુજરાતમાં નાસી જવું પડયું, ત્યારે રાઘુબાએ ગોવિંદરાવને પોતાના પક્ષમાં લીધા અને ફતેશિંગરાવને શત્રુ જેવા ગણ્યા. જ્યારે રાઘુબાને ઇંગ્રેજી લશ્કર આવી મળ્યું, ત્યારે રાઘુબાએ ફતેસિંગરાવને મંત્રિયોથી છૂટા પડવાને ઘણુંએ કર્યું, પણ તેમાં તે ફાવ્યો નહીં. ગુજરાતમાં ઇંગ્રેજી લશ્કરની ફત્તેહ થઈ ત્યારે ફતેસિંગ અને રાઘુબા વચ્ચે કોલકરાર થયો. તેમાં એવું ઠર્યું કે તેમણે રાઘુબાને લશ્કર અને નાણાની મદદ કરવી અને રાઘુબાએ ગોવિંદરાવને દક્ષિણમાં જાગીર આપવી. ઇંગ્રેજ સરકારે એ કોલની બાંહેધરી માટે ભરૂચ અને બીજાં પરગણાંમાંનો ગાયકવાડ સરકારનો હમેશાંનો ભાગ પોતે લેવો એવું લખાવી લીધું. રાઘુબાની સાથે હવેથી તેઓએ સંબંધ તોડી નાંખવાનું ધાર્યું હતું. તેથી પુનામાં કર્નલ એપ્ટને મંત્રિની ટોળી જોડે પુરંધરની સલાહ કરી. તે સલાહમાંનો એક ઠરાવ એ હતો કે જો ફતેસિંગરાવને પેશવા સરકારની રજામંદી વિના મૂલક આપવાનો અખત્યાર નથી એમ સાબિત થાય તો ફતેસિંગથી મળેલો મૂલક પાછો આપવો. મંત્રિયોના પક્ષવાળાઓની એમ કરવાની મરજી એ હતી કે ફતેસિંગરાવ પુનાના દરબારનું ઉપરીપણું કબૂલ કરે. તેઓએ સને ૧૭૭૮ માં ચઢેલી ખંડણી લઈ પાછા ફતેસિંગરાવને સેનાખાસખેલ બનાવ્યા.

૨૮. ત્યાર પછી ગાયકવાડ કુટુંબ જોડે ઇંગ્રેજ સરકારે સલાહ કરી. ગાયકવાડને પેશવાથી સ્વતંત્ર ઠરાવી મરેઠા લો-

કનું જોર કમી કરવાનો વિચાર કર્યો. ગુજરાતમાં પેશવા સાથે લડાઈમાં જનરલ ગાર્ડે કાંઈક જીત કરી, તેથી ફતેસિંગરાવ જોડે સામા સામી દોસ્તીનું તહનામું સને ૧૭૮૦ માં થયું. તેમાં એ ઠરાવ થયો કે ફતેસિંગરાવે મહીનદીની ઉત્તરનો પેશવાનો મૂલક લેવો તથા તાપી નદીની દક્ષિણનો મૂલક, ભરૂચની ઉપજ અને નર્મદા નદીના કાંઠેના સીનોર ગામની પાસેનાં ગામો ઈંગ્રેજ સરકારને આપવાં. લડાઈ વખતે પેશવા સરકાર તરફની ખંડણી માફ કરવી અને ઈંગ્રેજી લશ્કરની ફોજમાં ત્રણ હજાર સ્વાર મોકલવા. આગળ સને ૧૭૮૨ માં સાલબાઈનું તહનામું થવાથી ઈંગ્રેજ સરકાર તથા પેશવા સરકાર વચ્ચે સલાહ થઈ, તેથી ગાયકવાડ સરકારનો મૂલક લડાઈની પૂર્વે જેમ હતો તેમ રહ્યો અને ફતેસિંગરાવને પ્રથમ પ્રમાણે પેશવા સરકારને ખંડણી આપવાનું ઠર્યું; પણ પાછળનું લહેણું બધું મૂકી દેવામાં આવ્યું.

૨૯. ફતેસિંગરાવ ગાયકવાડ પોતાની હવેલીના માળ ઉપરથી સીડીએ ઉતરતાં પડી ગયા તેથી સને ૧૭૮૯ માં મરણ પામ્યા. તે દિવસથી તેમના ભાઈ માનાજીએ શિયાજીરાવના નામે રાજ્ય કારભારનો દોર પોતાના હાથમાં લીધો. અને એ કબૂલ રાખવા માટે પેશવા સરકારને મોટી નજર આપી. પણ માધાજી સિંધિયાએ ગોવિંદરાવના હક્કને સહાય કરી. તેથી માનાજીએ પોતાનું જોર મજબૂત કરવાને સને ૧૭૮૦ ના બોલી પ્રમાણે ઈંગ્રેજોની સોડ પકડી. પણ સાલબાઈના તહનામાથી આગલી બોલી રદ થઈ ગઈછે, એમ કહી તે લોકોએ વચમાં પડવાને ના પાડી. સને ૧૭૯૩ માં માનાજીરાવ મરણ પામ્યા; તેથી કુટુંબ કલેશ બંધ પડ્યો, અને ગોવિંદરાવ ગાયકવાડ એજ સાલમાં ગાદીએ બેઠા. તે વખતે મોટી નજર આપ્યા ઉપરાંત તાપી નદીની દક્ષિણનો ભાગ તથા સુરતના ફરજાની આવકમાંનો ભાગ પેશવાને આપવો એવા લેખ ઉ-

પર સહી કરવી પડી.પણ પેશવા સરકારે એ પાછળથી આપેલું લીધું નથી. કારણ કે ઇંગ્રેજ સરકારે એવો વાંધો ઉઠાવ્યો કે એ તો સાલબાઇના તહનામાથી ઉલટું થાય અને ગાયકવાડ સરકારના મૂલક તોડવામાં આવેછે.

૩૦. ત્યાર પછી કેટલેક વરસે પેશવાની તરફથી તેમનો ભાઇ ચીમનાજી આપા ગુજરાતનો સુબો થયો. તેણે પોતાની તરફથી વહીવટ કરવાને આબા સેલુકરને ઠરાવ્યો. એ વખતે બાજીરાવ પેશવા અને તેના પ્રધાન નાના ફડનવીસ વચ્ચે બનાવ નહોતો. તેથી તે પ્રધાનને અને તેની તરફના બીજા અમલદારોને બાજીરાવે સિંધિયા પાસે કેદ કરાવ્યા. તેમાં ઉપર લખેલો આબાસેલુકર પણ હતો. તેણે પોતે કેદમાંથી છૂટવાને માટે દશ લાખ રૂપિયાનું ખત લખી આપવા કહ્યું હતું તે લખી આપી ગુજરાતમાં આવ્યો કે તરતજ સિંધિયાએ પેલા રૂપિયાની ઉઘરાણી કરી. તેથી સેલુકરને જુલમ સિવાય બીજો કોઇ પણ રસ્તો સુઝયો નહીં. સબબ તેણે અનેક પ્રકારના વેરા નાંખ્યા, અને હરેક બાને લોકોને દંડયા; તે એટલે સુધી કે કાંતનારીને પણ મૂકી નહીં. તેથી સેલુકરનું નામ વિસારે પડ્યું નથી, અને તેના આજ પણ રાસડા ગવાયછે.

૩૧. ઇ.સ.૧૮૦૦માં સુરતનો નવાબ મરણ પામ્યો એટલે તેના તાબાનો મૂલક ઇંગ્રેજ સરકારના હાથમાં આવ્યો. તેના બંદોબસ્ત સારૂ મુંબાઇના ગવરનરે મિ. ડંકન સાહેબ સુરત આવ્યા. તેમની મુલાકાત સારૂ ગોવિંદરાવ ગાયકવાડે પોતાના વકીલને મોકલી તેની મારફતે ચોરાશી પરગણું તથા બીજા હક્ક આપવા માંડ્યા. પણ વગર માગે એ પ્રમાણે કરવાનું કારણ પાછળથી માલમ પડ્યું. તે એકે સેલુકર ગાયકવાડ સરકારને હેરાન કરતો હતો,તેમની હવેલી છીનવી લીધી હતી, અને તેના સૂબાને કાઢી મૂકયો હતો,તેથી તે-

ની સામે થવા માટે ગાયકવાડ સરકારે તરતજ તેમની મદદ માગી.પણ તે વાત ઉપર કાંઇ ધ્યાન આપવામાં આવ્યું નહીં.

૩૨. તેટલા માટે ગાયકવાડ સરકારે પોતાના સાધનવડે તોડી પાડવાનો નિશ્ચય કર્યો. તે ઉપરથી તેમણે પોતાના સરદાર શિવારામ ગારદીને ફોજ આપી અમદાવાદ જવાનો હુકમ કર્યો, એટલે તેણે પોતાની ફોજ સહિત અમદાવાદ જઈ શાહઆલમના રોજા આગળ પડાવ કર્યો. એ માણસ કામનો ઠંડો હોય એમ જણાય છે.કેમકે લોકોમાં એવી કહેવત ચાલતી હતીકે "શિવારામ ગારદી,જ્યાં પડ્યા ત્યાં એક મહિનો ને આડ દી" આ વાત સેલુકરે સાંભળી કે તરતજ કાઠિયાવાડથી પોતાના તાબાના સરદારો તથા ઠાકોરોને તેડાવ્યા. તેઓએ શહેર બહાર શાહઆલમનારોજા આગળ જઈ ગાયકવાડી ફોજ સાથે લડાઈ કરી. તેમાં સેલુકરની હારથઈ, અને તે પોતાના કિલ્લામાં જઈ ભરાઈ બેઠો. તેથી છેવટે તેના માણસોએ તેને તજી દીધો એટલે ગાયકવાડી સરદારે શહેર લઈ સેલુકરને પકડી લીધો. ઈ. સ. ૧૮૦૦ પણ તેનો એટલો બધો રોફ લોકોમાં બેસી ગયો હતો કે જે વખતે તેને બેડીઓ ઠોકવાને લવાર લાવ્યા,તે વખતે લવાર તેને બેડીઓ ઠોકતાં ધ્રૂજવા લાગ્યા. એ રંગતાનમાં ઘણોજ ગુલતાન રહેતો એમ માલમ પડેછે. કેમકે ગાયકવાડ સરકારનું લશ્કર શહેરમાં પેસી ભદ્ર સૂધી આવ્યું ત્યાંસૂધી એણે નાચ બંધ કર્યો નહોતો. કોઈ માણસ એમ કહેવા આવેકે ગાયકવાડનું લશ્કર શહેરમાં આવ્યું,ત્યારે તેએવો જવાબવાળે કે [1]"કાય ફિકર આહે,યેઊંદ્યા"તે આવા ઢંગથી ગાયકવાડની સામો થયો હતો, તેથી ગુજરાતનું રાજ્ય ખોયું. તે ઉપરથી એવી કહેવત થઈ પડી કે "હાથમાં દંડો, બગલમાં મોઈ; હવેલી લેતાં ગુજરાત ખોઈ."

---

૧ શી ફિકર છે, આવવા દ્યો.

૩૩. ઉપર લખ્યા પ્રમાણે અમદાવાદ ગાયકવાડ સરકારના હાથમાં આવ્યું. પેશવા સરકારનો ગુજરાતમાં જે જે ઠેકાણે હુકમ ચાલતો હતો, ત્યાં ત્યાં પોતાનો ચલાવ્યો. પેશવા સરકારને ઇજારા બદલ દર વરસે પાંચલાખ રૂપિયા પહોંચતા કરતા હતા, એ પ્રમાણે કરવામાં સને ૧૮૦૦ માં ગોવિંદરાવ મહારાજ કૈલાસવાસી થવાથી હરકત પડી, અને રાજ્યમાં ફરીને ગડબડ ચાલવા લાગી.

## પુનરાવર્ત્ત માટે પ્રશ્ન.

(૨૬) ઇંગ્રેજ સરકાર અને ગાયકવાડ સરકાર વચ્ચે સલાહ ક્યારે અને કયા રાજાની વખતમાં થઈ ? (૨૭) ફતેસિંગરાવ અને રાઘુબા વચ્ચે કરાર ક્યારે થયો અને તેમાં શું ઠર્યું? (૨૮) ગાયકવાડ સરકાર અને ઇંગ્રેજ સરકાર વચ્ચે દોસ્તીનું તહનામું ક્યારે થયું અને તેમાં શા ઠરાવ ઠર્યા? (૨૯) ગોવિંદરાવ મહારાજ ક્યારે ગાદીએ બેઠા ? (૩૦) ગુજરાતનો કયો સૂબો ગાયકવાડને હેરાન કરતો હતો? (૩૧) શિવારામ અને સેલુકર વચ્ચેની લડાઇનું વર્ણન કરો.

---

## પ્રકરણ ૪ થું.

૩૪. મહારાજા ગોવિંદરાવ ગાયકવાડનું મરણ ઉપર લખ્યા પ્રમાણે મધ્યરાત્રિએ થયું. હવે બાબાજી આપાજી અને મીર કમાલુદીન એ બે મુખ્ય લશ્કરી સરદાર તથા મંગળ પારેખ અને શામળ બેહેચર એ બે મોટા સરાફ કે જેઓના તાબામાં આરબનું લશ્કર હતું, તેઓએ એકઠા મળીને કામની વ્યવસ્થા કરવા માંડી. સવારના પહોરમાં કુટુંબની સર્વ બાઇઓ એકઠી થઈ તેમાં લખતરના ઘરની ઝાલા રજપૂતના કુટુંબની ગેનાબાઈ કરીને મહારાજનીરાણી

હતી તે સતી થવાને તૈયાર થઇ પણ તેના કારભારીઓએ તે બાઇને સારી પેઠે સમજાવી અને કુરાન તથા હિંદુની રીત પ્રમાણે સોગન ખાઇને તેને ખાત્રીપૂર્વક કહ્યું કે તમારા સ્વામિની વખતમાં તમારી જેવી સત્તા અને પ્રતિષ્ઠા હતી તેવીજ અમે સાચવી રાખીશું. પછી ગોવિંદરાવ મહારાજને અગ્નિદાહ દેવાને લઈ ગયા, અને તેમના વડા પુત્ર આનંદરાવ ગાયકવાડ ખરા હક્કદાર સને ૧૮૦૦માં ગાદી ઉપર બેઠા. માજી ગોવિંદરાવ મહારાજનો પ્રધાન રાવજી આપાજી. અમદાવાદ હતો. તેણે તરતજ પાછા આવીને કારભાર ચલાવવા માંડ્યો. કાનોજીરાવ કરીને માજી રાજાનો દાશી પુત્ર હતો. તે ઘણો શુરો અને ટંટાખોર હતો. તેણે પોતાના બાપની હયાતીમાં તોફાન કર્યું હતું. તે ઉપરથી તે લોભને લીધે આગળ ડગલાં આ વખતે ભરે નહીં, માટે એ વાત પ્રધાને બીજા કારભારી અને સરાફોને કહી તેનો અટકાવ કરવાનો પ્રયત્ન પ્રથમ કરવા માંડ્યો. પણ એ ઠરાવ કબૂલ કરવામાં આવ્યો નહીં. પછી કાનોજીરાવ તરતજ પોતાની સાથે મળી ગએલા કારભારીઓની મદદથી રાજનો ધણી થઈ બેઠો, અને આનંદરાવ મહારાજને કેદ કર્યા. કાનોજીરાવ ઘણો જુલમી માણસ હતો. એ નઠારા માણસને પોતાના દુર્ગુણ બતાવવાને હવે પૂરેપૂરો લાગ મળ્યો. એણે રાજ્યના સર્વે કારભારીઓ ઉપર ઘણો જુલમ કરવા માંડ્યો અને આનંદરાવ મહારાજ ઉપર ખરેખરી સખ્તાઈ નહીં પણ તેમનો એટલો બધો ધિક્કાર કરવા માંડ્યો કે પોતાના ભાઇની ઉઘાડી સજાહથી એની સામે એક ટોળી બંધાઈ. એ ટોળીએ સને ૧૮૦૧માં રાતની વખતે તેનું રહેવાનું ઘર ઘેરી લઇને તોફાન નહીં કરવાનો બંદોબસ્ત કર્યા પછી તેને પકડીને આનંદરાવ મહારાજની સામે લાવ્યા. એ મહારાજની આજ્ઞા ઉપરથી તેનાં હથીઆર મૂકાવ્યાં અને તેને બે-

ડીઓ જડી ગુજરાત અને માળવાની વચ્ચેના *ડુંગર ઉપર કિલ્લો હતો ત્યાં લઈ જઈ કેદ કર્યો. આ બનાવ બન્યા પછી રાવજી આપાજી ખરેખરો પ્રધાન થયો.

૩૫. ગજરાબાઈ નામે ફતેસિંગરાવ મહારાજની કુંવરી હતી. તેને રાવજી આપાજી સાથે કાંઈ કારણસર કજીઓ થયો. તેથી પ્રધાને ત્યાંથી નીકળી ચાલીને સુરતમાં જઈ આશ્રય લીધો, અને વરસની આખરી પહેલાં તો રાવજી પ્રધાનના પ્રધાનવટાની સામે એ કરતાં પણ વધારે ભય ઉપજાવે એવો એક નારાજ થએલો પુરૂષ થયો. તે પુરૂષ એ કે, જેના બાપ ખંડેરાવને હિંમતે બહાદૂરનો ઇલકાબ આપી કડીની જાગીર આપવામાં આવી હતી, તેનો દીકરો મલ્હારરાવ હતો. તે કડીની ગાદી ઉપર ફતેસિંગરાવ ગાયકવાડે તેને કબુલ રાખી તેના બાપનો જે ઇલકાબ હતો તે ધારણ કરવા દીધો હતો. એણે ગાયકવાડ સરકારના વડા ઘર સાથે પોતાનો રાજ્યધર્મ ચાલતો રાખવાનું કબૂલ કર્યું હતું. તે ઉપરથી તેની પાસેથી ચારસેં અસ્વારોની નોકરી લેવાને ઠરાવ્યું હતું, અને જો કદાપિ તે તેમ ન કરે તો દર વરસે ૧,૨૦,૦૦૦ રૂપીઆ આપે. આ પ્રમાણે ઠરવાથી તે કડીનો નક્કી જાગીરદાર થયો, પણ વડોદરાના રાજાનો પટાવત ગણાતાં છતાં પોતાના રાજ્યમાં સ્વતંત્રપણે અધિકાર ચલાવવા લાગ્યો.

૩૬. રાવજી પ્રધાને મલ્હારરાવની પાસે ચડેલી ખંડણી માગી તેથી તથા કાનોજીરાવની અયોગ્ય રીતે સ્થિતિ થએલી તે તેનાથી સહન થઈ શકી નહીં. તેથી પોતે પ્રસિદ્ધપણે કહેવા લાગ્યો કે હું ખંડણી આપનાર નથી. તેમ છતાં જો તેમને મારી સાથે લડવું હોય તો હું તૈયાર છું. આ સામાવાળીઆની વાત ગજરાબાઇની ટોળીવાળાઓએ પણ સ્વિકારી હતી. તે ઉપરથી મલ્હારરાવે ફોજ એકઠી ક-

---

* એને રામપૂર રોટીઆનો ડુંગર કહેછે.

રવાને પ્રારંભ કર્યો. એ ઉઘાડી રીતે બોલવા લાગ્યો કે રાવજી આપાજીએ અને તેના ભાઈ બાબાજીએ કેટલાંક સત્તા ઉપરાંતનાં અને જુલમનાં કામ કર્યાં છે, માટે હું તેઓને શિક્ષા કરૂં છું અને ગાયકવાડના કુટુંબનાં બીજાં માણસો સાથે તથા કાનોજીરાવ સાથે ખોટી વર્ત્તણુંક ચલાવીને તે જુલમથી કામદારોએ જે તેઓના વાજબી હક્કો ખુંચી લીધા છે તે પાછા આપવાને હું આગળ પડ્યો છું. મુકુંદરાવ નામે માજી રાજાનો દાશી પુત્ર હતો, તે પણ આ વખત સાધીને ડાકોર ગામે શ્રી રણછોડજી મહારાજનાં દર્શન કરવા જવાનામિષે બહુ ધન અને ઝવેર લઈને વડોદરેથી ચાલી નિકળ્યો. તેને પાછો બોલાવી લાવવાને કામદારોએ ઘણો પ્રયત્ન કર્યો, પણ તેણે તેમનું માન્યું નહીં અને ઉલટો તોફાન કરવા લાગ્યો. તેથી તેઓએ તેને પકડી લાવવા સારૂ ફોજ મોકલી પણ તે પકડાયો નહીં અને નાસી જઈને કડીમાં મલ્હારરાવના પક્ષમાં ભરાઈ બેઠો. મલ્હારરાવે વિશનગર અને વિજાપૂરના કિલ્લા જોરાવરીથી લઈ લીધા. તે કાનોજીરાવને માટેજ લઈ રાખ્યા છે એવું ફોકટ ડોળ બતલાવતો હતો. તેની તરફથી લડવાને જુદે જુદે ઠેકાણે થઈને ચાળીશ હજાર ફોજ તૈયાર છે એવી બડાશ મારવા લાગ્યા, ગાયકવાડ સરકારની નોકરીમાં એક આગળ લાગેલો જુનો નોકર જે શિવારામ ગારદી હતો, તે પણ કામદારોની ગેરવર્ત્તણુંકથી કંટાળીને મલ્હારરાવના પક્ષમાં ગયો. એણે એવી વાત ઉડાવી કે બીજા કેટલાક અમલદારો પણ મારી પેઠે કરવાની તૈયારીમાં છે. કજીઓ કરી ઉઠેલી ટોળીઓની ફોજ સામ સામે આવી ગઈ, એટલે બાબાજી આપાજી અમદાવાદ નજદીક શાહીબાગ આગળ છાવણી કરી પડ્યો અને તેની એક ટોળી *કાલીકાકોટ આગળ પ-

---

* એટલે ભદ્રકાળીનો કોટ હોય એમ લાગે છે.

ડી. મલ્હારરાવ પોતાની ફોજનો એક ભાગ રાખી રહ્યો, પણ તેનો ભાઈ હનમંતરાવ બીજો ભાગ લઇને કડીથી આઠ ગાઉ આગળ આવીને બાબાજીની ફોજથી શુમારે સાત ગાઉને અંતરે કલોલ આગળ છાવણી નાંખી પડ્યો. નાની નાની ત્રણ વાર લડાઇઓ થઈ ચૂકી, અને તેમાં મલ્હારરાવની જીત થએલી જણાઈ. આવી સ્થિતિમાં હોવા છતાં બંને પક્ષવાળાઓએ બ્રિટિશ ગવરનરનો આશરો માગ્યો. કાનોજીરાવની વતી ગજરાબાઇના કામદારે બ્રિટિશ સરકારને જેમ ‡ચોરાસી પરગણું ને સુરત શહેરની ચોથ આપવાને કબૂલ કર્યું, અને વળી તે સાથે ચોરાસી પરગણા કરતાં ચીખલી પરગણું જે ઘણું સરસ છે તે પણ આપવાને કબૂલ કર્યું હતું, તેમ આણીગમવાળાએ ઇ૦સ૦ ૧૮૦૨ માં આનંદરાવ ગાયકવાડની વતી તેના પ્રધાન રાવજી આપાજીએ મિ૦ ડંકન સાહેબ પાસે મીરકમાલુદ્દીનને અને બીજા બે વકીલોને મોકલ્યા, અને કહેવરાવ્યું કે ગોવિંદરાવના વખતમાં ચોરાસી પરગણું તથા સુરતની ચોથ આપવાનો ઠરાવ થયો હતો. પણ તેનો અમલ તે વખતે થયો નહીં હતો, તે રીત પ્રમાણે થવા વિષેનો તેઓએ દસ્તાવેજ કરી આપવો. બ્રિટિશ ગવરનરે સદરહુ લખેલા બંને પક્ષકારોના હક્ક વિષેનો વિચાર કર્યા પછી છેવટે આનંદરાવ મહારાજના નામથી પૂર્ણ અધિકાર ચલાવનારા કામદારોને આશરો આપવાનો ઠરાવ કર્યો. કારણ કે એ પ્રમાણે કરવાને મિ૦ ડંકન સાહેબને ઘણાં કારણ મળી આવ્યાં; તે એ કે—આનંદરાવ ગાયકવાડનાં પરગણાં જે કડીના જાગીરદારના મૂલકની પાસે હતાં, તેનોજ માત્ર કબજો મલ્હારરાવ કરી બે-

‡ એ બંને પરગણાં ગોવિંદરાવ ગાયકવાડે પ્રથમ આપવાને કબૂલ કરેલાં, પરંતુ તેમનું મરણ થતાં સુધી પેશવાએ મંજુર નહીં કરેલાં સબબ એમને એમ અદબદ હતાં.

ઠો હતો. પરંતુ તે જતાં બાકીનો આખો દેશ તો આનંદરાવ મહારાજના તાબામાં હતો; તો એવી સ્થિતિના પક્ષવાળા માણસોનાં વચન ઉપર ભરોસો રાખવો મૂકી દઈને તેના સામાવાળીઆ કાનોજીરાવના પક્ષના લોકોનાં વચન ઉપર વિશ્વાસ રાખવાને ગવરનર સાહેબને કાંઈ વિશેષ કારણ જણાયું નહીં. વળી ગાયકવાડ સરકારના રાજ્યના ખરેખરા ઉપરી આનંદરાવ મહારાજ હતા અને પોતાના કામદારોએ જે ઠરાવ કરવા ધારેલા હતા તે પ્રમાણે કરવાને પોતાના વિચાર ખુલ્લી રીતે જણાવીને મહારાજાએ બ્રિટિશ સરકારને વચ્ચે પડવા માટે આદરસત્કાર ભરેલી રીતે અરજ કરી હતી, કે સાલબાઈના કોલકરાર પ્રમાણે ગાયકવાડના રાજ્યમાં થતા વિભાગ અટકાવવા જોઈએ. તેમજ ગવરનર સાહેબને એવી પણ સૂચના કરવામાં આવી કે મલ્હારરાવ સિંધમાંથી પારકી ફોજ લાવવાનો પ્રયત્ન કરે છે. તો એ પ્રમાણે થવાથી ગુજરાતમાં બ્રિટિશ સરકારની સત્તા નોખી પડી જશે. વળી મિ૦ ડંકન સાહેબને એમ પણ ધાસ્તી લાગી કે આનંદરાવ મહારાજના કામદારોને માગેલો આશરો બ્રિટિશ સરકારે ભણીથી આપવામાં નહીં આવે તો એ સિંધિયાની પાસે જઈ માગશે. આ બધાં કારણોને માટે બ્રિટિશ સરકારે પોતાના મધ્યસ્થપણાનું વજન પાડવા સારૂ તથા ગાયકવાડ સરકારનું રાજ્ય આખે આખું રાખવાને માટે ફોજની એક ટૂકડી મોકલવાને તૈયાર કરી.

૩૭. એ ટૂકડીમાં ચારેંસે યુરોપિયન સહિત બે હજાર માણસો હતાં. એ ટૂકડીનો અધિકાર મેજર વાકર સાહેબને આપવામાં આવ્યો. એ અધિકારી ગુજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. મેજર વાકર સાહેબને માટે એવો પણ ઠરાવ કરવામાં આવ્યો કે જેમ બને તેમ લશ્કરી દેખાવ મૂકી દઈને વડોદરાના બ્રિટિશ રેસિડેન્ટનું પદ ધારણ કરવું. મેજર

વાકર સાહેબને એવી ઉઘાડી રીતે સૂચના કરવામાં આવી કે ચોરાશી પરગણાનો તથા સુરતની ચોથ બાબત અમલ કરવા માટે તમોને મોકલવામાં આવે છે. માટે પ્રથમ તો તમારે ગાયકવાડ સરકારના વકીલો સાથે વડોદરે જવું.

૩૮. સને ૧૮૦૨ ના જે મહિનામાં મેજર વાકર સાહેબ સુરતથી નિકળ્યા, તેજ મહિનામાં વડોદરે આવી પહોંચ્યા. વડોદરેથી થોડાક માઇલને છેટે તેમને માન આપવા માટે પ્રધાન તરફનાં કેટલાંક માણસો થોભેલાં હતાં, તે તેમને મળ્યાં. વળી શહેરથી એક કોશને છેટે તેમને તેડી લાવવા માટે રાવજી આપાજી સામો આવ્યો. એની સાથે એના સર્વે મુલકી અને લશ્કરી કામદારો પણ હતા. તેઓ ત્યાં આગળ ખુલ્લી જગોમાં બીછાનાં બીછાવી બેઠા, ને તે ઠેકાણે મેજર વાકર સાહેબની આરબ જમાદાર વિગેરે પ્રત્યેક મળવા લાયક માણસ સાથે મુલાકાત થઇ, અને બધાએ અતિશય ભાવ બતાવ્યો. ત્યાંથી શહેરમાં ગયા. ત્યાં એમને માટે તંબુ ઠોકાવી રાખ્યા હતા. તે વખતે અદબસર હથિયાર રાખી એમને માન આપવા માટે ફોજ ઉભી રાખેલી હતી. તે ઠેકાણે તોપોના બહાર કરી તેમને સલામતી આપી. બીજે દિવસે પ્રધાન તેમની પાસે ગયો ને તરતજ કડી તાબે કરી લઇને મલ્હારરાવને કાઢી મૂકવાની તેણે પોતાની ઘણીજ આતુરતા બતાવી. મેજર વાકર સાહેબને એ વેળાએ તે વાતની ચરચા ચલાવવાની મરજી નહોતી. માટે ખંભાત આગળ આવેલી ફોજને સારૂ સરસામાન પહોંચાડવા વિષેની બીજી વાત ચલાવી. આ મુલાકાતની વેળાએ એવો ઠરાવ થયો કે મહારાજાની મુલાકાત લેવાને મેજર વાકર સાહેબે ત્રીજે પહોરે જવું. એ ઠરાવ આનંદરાવ ગાયકવાડે ફેરવ્યો, અને કહ્યું કે મુલાકાત લેવાને પ્રથમ એમને બોલાવવા એ ઠીક નહીં. આ સભ્યતાના બદલામાં ગાયકવાડ સરકા-

રને રસ્તે જતાં મેજર વાકર સાહેબ મળ્યા, એટલે આ-નંદરાવ મહારાજ પોતાના હાથી ઉપરથી તરતજ ઉતરી પડીને મળ્યા ને તેમની સાથે તંબુમાં ગયા. એ મહારાજાની સાથે દરબારના સર્વ કામદારો, ઘોડેસ્વાર અને પાયદળ એ સર્વ હતાં. તેઓ ત્યાં પહોંચ્યા કે તરત તોપોની સલામતી. આપવામાં આવી. આ મુલાકાત વખતે મેજર વાકરે. સાહેબે મહારાજાને એક ખાનગી ઓરડીમાં જવાને વિનતી કરી. તેથી જે જે અમલદારોને તથા સરદારોને તેઓની સાથે રહેવાને મેજર વાકર સાહેબે પસંદ કર્યા, તેઓને લઇ-ને માહારાજા તે ઓરડીમાં ગયા. ત્યાં આગળ ગવરનર સાહેબની સલામ પહોંચાડવામાં આવી, અને માજી મહા-રાજા ગોવિંદરાવના મૃત્યુ વિષેના દિલાસાનો સંદેશો પણ કહેવામાં આવ્યો. તે રાજાએ જરા પણ લક્ષ આપ્યા વિના સાંભળ્યું. તે ઉપરથી મેજર વાકરે સાહેબને તરતજ માલમ પડ્યું કે કોઈ પણ બાબત ઉપર એક લક્ષ કરી દેવાને તેમનું ચિત્ત અશક્ત છે. ત્યાં જે કંઈ દીઠામાં આવ્યું તેનું વર્ણન મેજર વાકર સાહેબે નીચે પ્રમાણે લખ્યું છે.

૩૯. "આનંદરાવ મહારાજ આશરે તેત્રીશ કે ચોત્રીશ વરસની વયના છે. તેમનું શરીર બળવાન છે. તેમના અંગ ઉપર નબળાઇની કાંઇક દેખીતી નિશાની નથી, પણ તેમનો ચેહેરો મોટી આંખોએ કરીને નબળો હોય એમ લાગે છે. તે કદાપિ સ્વાભાવિક હશે અથવા નુકશાનકારી કેફી પદાર્થ ખાવાને લીધે હશે. કામ કરવાને તેઓ અશક્ત હોય એમ જણાય છે. તેનું કારણ તેમના અંગના નિર્બળપણાને લીધે નહીં પણ ઘણું કરીને ગાંજો ફુંકવાના નઠારા વ્યસનને લીધે છે. મનને આવા નિર્બળપણાની નિશાનીઓ છતાં પણ તેમનામાં સ્મરણ શક્તિ હોય એમ જોવામાં આવે છે. કારણ કે તેમણે પોતાના કામદારોમાંનાં કેટલાકનાં નામ અ-

ણી બતાવ્યાં. પણ તેમને પોતાના રાજ વહીવટનું સામાન્ય જ્ઞાન હતું, તેથી કોઈ વખતે ગભરાઈ ગએલા જોવામાં આવે તો રાવજી તથા કમાલુદ્દીન તેમને મદદ કરતા. કોઈ કોઈ વખતે તેમનું કંઈ પણ લક્ષ જતું તો પોતાના શરીર ઉપરનાં ઘરેણા પહેરેલાં કોઇ પણ અંગ ઉપર જતું. તેઓ પોતાની પાઘડીનો શીરપેચ વારેવારે પાંસરો કરતા હતા, ને પોતાનાં હાથનું કડું કાંડેથી અંગરખાની ચુડ ભણી ખસેડતા હતા. તેટલામાં આગામહમદના ઘડીઆળ ઉપર લક્ષ જવાથી તે લઇ તેમણે નાના છોકરાની પેઠે જોયું. આ પછી જ્યારે મુલાકાત થઈ રહેવા આવી ત્યારે તેઓ સાવધ થયા હોય એમ જણાયું, અને પોતે કહ્યું કે મારે માથે ઘણા શત્રુ છે. વળી તેઓ મારા વિષે ખોટી ખોટી વાતો ઉડાડેછે, તો મને એવી આશાછે કે તે આપ ગવરનર સાહેબને જાહેર કરશો કે જેથી તેઓ ભૂલથાપ ખાય નહીં, આવી રીતે બોલતા તે વેળાએ રાવજી અને કમાલુદ્દીન પણ વારે વારે બોલવા લાગતા હતા. ત્યાર પછી આનંદરાવ ગાયકવાડે મલ્હારરાવની દુશ્મનાઇ વિષે વાત કાઢી, ને કહ્યું કે મારા શત્રુને શિક્ષા કરવાને જેમ બને તેમ ઉતાવળા જશો એવી આશા છે. તેને કડીમાંથી કાઢી મૂકવો એવું મને ઘણીવાર કહ્યું. આ મતલબ પૂરી પાડવાને તેમણે ઘણી આતુરતા બતાવી. તેમજ તે વિષે તેમના કામદારો પણ ફરી ફરીને એની એ વાત કહેતા હતા. તે ઉપરથી મેં રાજાને ખાત્રીથી કહ્યું કે ગાયકવાડ સરકારના ફાયદાને માટે કંપની સરકાર હમેશાં નજર રાખે છે. તેજ પ્રમાણે આ વખતે પણ આપના હકના વાજબીપણાને લીધે ઇંગ્રેજ સરકારની ફોજ આપને આંચ નહીં આવવા દે. આ ઉપર બન્નેની મુલાકાતની વેળાએ આનંદરાવ મહારાજે વિનય પૂર્વક વર્તણુંક ચલાવી, ને ઇંગ્રેજ સરકાર ઉપર પોતાનો આધારછે તે તથા તેમના

પૂર્વજોના કંપની સરકાર સાથેના ધાડા સંબંધને લીધે તેઓ-ની સાથેની તેમના પ્રીતિ અને માન એ વારંવાર તેમણે કહી બતાવ્યું. રીત પ્રમાણે પાન સોપારી અને ગુલાબ વહેંચાયા પછી આનંદરાવ ગાયકવાડ રજા લઇ વિદાય થયા.

૪૦. મેજર વાકર સાહેબ મહારાજાને મળવા સારૂ બીજે દિવસે તેમની હવેલીએ ગયા, તે વખતનું વર્ણન તેણે નીચે પ્રમાણે કર્યું છે.—

"પેહેલી વાર કરતાં આ વેળાએ રાજાનો દેખાવ વધારે ગંભીર અને આનંદી દેખાયછે. વળી તેમનામાં પ્રથમની કેટલીક મૂર્ખાઈ દુર થઇને તેને ઠેકાણે ઉદારતા અને બુદ્ધિ-નો કેટલોક અંશ આવેછે. ખુલ્લી રીતે વાતચીત થયા પછી મહારાજાએ મને સરપાવ આપ્યો તે પછી મને એક અળગી ઓરડામાં જવાને કહ્યું. ત્યાં મુખ્ય મુખ્ય માણસોનું ટોળુ તેઓના ચાકરો સહિત તે ઓરડામાં ધસી આવ્યું. આનંદરાવ ગાયકવાડે રાવજીનાં વખાણ કર્યાં તથા મલ્હાર-રાવને યોગ્ય શિક્ષા કરવાને ખરેખરી ઇચ્છા જણાવી. મહારા-જાને મેં પૂછ્યું કે કાનોજીરાવને તમારા અભિપ્રાયથી કેદ કર-વામાં આવ્યાછે કે નહીં. ત્યારે તેનો કાંઇ ઉત્તર નહીં આપતાં તેઓ પોતાનું માથું નીચું રાખી ચુપ થઇ રહ્યા. તેથી તેમના કામદારોએ ઉત્તર આપવા માંડ્યો, પણ તેઓ તો મુળગાએ બોલ્યાજ નહીં. પછી તેમણે ચુપકીથી મારા કાનમાં એવું કહ્યું કે આરબ જમાદાર બધા મારા કટ્ટા શ-ત્રુછે, તેથી તેઓ મને વાત કરવા દેતા નથી. ત્યાર પછી અમે સર્વે વિદાય થયા." મહારાજાનો એક વિશ્વાસુ માણસ મંગળ પારેખ હતો, તેણે મેજર વાકર સાહેબને પાછળથી કહ્યું કે કાનોજીરાવને કેદ કરવા બાબત મહારાજાને જે પૂછ-વામાં આવ્યું હતું તે તે વખતે ધર્મની અસરને લીધે તેમ-નાથી બોલાયું નહીં. કારણ કે પોતાના બાપને કેદ કરવા

એ ગુન્હા ભરેલું તથા પાપનું કામછે, એવું સમજતાં છતાં પણ તેમને કેદ કરવા માટે લોકોની તરફથી અગત્ય પડી હતી. એ વાત જ્યારે બની ત્યારે તેમણે શોકની નિશાની બતાવવા માટે પોતાની દાઢી વધારી હતી, અને તેમને ઘણા દિવસ સુધી દુઃખ રહ્યું હતું.

૪૨. મેજર વાકર સાહેબને ગાયકવાડ સરકારનું રાજ્ય એટલું બધું નબળું અને અવ્યવસ્થિત જણાયું કે બહારનો આશરો મળ્યો નહીં હોત તો તે તૂટી ગયું હોત. બંદોબસ્તની અવ્યવસ્થાને લીધે ઉત્પન્ન થતાં દુઃખો લોકો ઉપર એટલાં બધાં વિંટાઈ વળ્યાં હતાં કે ભાગ્યેજ વિચારમાં આવી શકે, બીજું કંઈ ન છતાં જ્યાં ત્યાં અવ્યવસ્થાજ ચાલી રહી હતી. સર્વ ખાતાના માણસોનો પગાર ચઢી ગયો હતો. પૈસા ધીરનારાઓને દેશ સાનમાં લખી આપેલો હતો. તેથી તેઓ જેમ પોતાની નજરમાં આવે તેમ તેમાંથી વસૂલ કરી લેતા હતા. એક પગારદાર નાયક રાજાના કરતાં વધારે સત્તા ધારણ કરીને દેશમાં ફરતો હતો તેમજ વળી લશ્કરી સરદારોએ આખું રાજ પોતાને તાબે કરી લીધું હતું અને રાજાને પણ પોતાને સ્વાધિન કરી લીધા હતા. તેઓ રાજકારભારના કામમાં બિલકુલ કુશળ નહીં હોવાથી તેઓનો ખરેખરો કબજો તો સરાફોના હાથમાં હતો. આખા વર્ષમાં ગાયકવાડ સરકારને જે ખરચ થતું તે ઉપજ કરતાં ચાર પાંચ લાખ રૂપીઆ કરતાં વધારે થતું હતું. રાવજી આપાજી પ્રધાન પોતાની તિક્ષણ બુદ્ધિ અને ડહાપણથી રાજ્યનો કારભાર ચલાવવાને યોગ્ય પુરૂષ હતો. પરંતુ ચાળીશ વર્ષની મુદતમાં મરેઠી રાજ્યની ઘણીક શાખાઓ ઉખડી ગઈ હતી તે જોવાથી તથા આ રાજ્યના કેટલાક ફેરફારમાં સામેલ રહેવાથી, ને તેમાં થતા ફેરફારોથી સારી રીતે માહિતગાર થઈ રહ્યો હતો. તેથી તે જરાક વહેમી થઇ ગયો હતો, અને તે-

નો સાવધાની મટી જઇને કોઈ કોઈ વખતે તેનામાં બીક-
ણપણાનો પ્રવેશ થતો. તેને પોતાની મરજી પ્રમાણે રાજ્યનો
વહીવટ ચલાવવાને જોઇએ તેટલી છૂટ પણ નહીં હતી.
આરબ સરદારોએ જે પોતાના રાજ્યની સત્તા છીનવી
લીધી હતી, તે પાછી તેમની પાસેથી કબજે કરી લેવાને
તેનામાં જોઇએ તેટલું ધૈર્ય નહતું. વળી કોઇ કોઈ વાર અંગ્રેજ
સરકારના વિચાર ઉપર તેને વિશ્વાસ આવતો નહીં અને વળી
જેઓની સાથે ખરેખરી ચોકશી રાખવાની હોય તેઓની
સાથે વાત ચીત કરવામાં સાલસાઈ અને નિષ્કપટપણું
રાખતો હોય એમ જણાતું હતું. એ દિવાન વિષે એમ પણ
કહેવાય છે કે તે પોતાના મનનું મોકળાપણું વારેવારે બતાવતો
હતો. તે પોતાના કામ કાજમાં અને રાજકીય કામ કાજમાં
વહેમ ખાય એવો તેનો સ્વભાવ હતો.

૪૨. સને ૧૮૦૨ના ઠરાવમાં એવી શરત હતી કે ઇંગ્રેજ
સરકારે ગાયકવાડ સરકારને આરબ લોકોનું જોર કમી કર-
વાને *મદદ કરવી. વળી સને મજકુરના ઠરાવથી વડોદરાના
રાજ્યના અંદરના કારભારમાં ઇંગ્રેજ સરકારને વચ્ચે
પડવાને બેહદ છૂટ મળી હતી. જ્યારે એ ઠરાવ થયો ત્યારે
વડોદરા ફક્ત નામનુંજ રાજ હતું. કાનોજીરાવ તથા મલ્હારરાવ
આનંદરાવ મહારાજની સત્તાનો તિરસ્કાર કરતા હતા.
રાજાનું શરીર તો આરબોએ† બાંધી લીધું હતું. એ આર-
બો સંખ્યામાં થોડા તો હતા, પણ તેમના હાથમાં સઘળા
લશ્કરી હોદ્દા હતા. તેથી કાનોજીરાવને ગાદીએ બેસાડવાની
તેઓની ખટપટ તેની સાથે ચાલતી હતી. ગાયકવાડ સરકાર
ઇંગ્રેજો સાથે એવું કહેણ ચલાવી રહ્યા હતા કે જો આરબો
ગુજરાત છોડીને જાય તો તેઓને ચઢેલો પગાર મળે અ-

*કોલકરાર અંક ૭૦ની કલમ ૪ થી પ્રમાણે.
†આરબો આગળ રાજાનું કાંઇ ચાલતું નહીં.

ને તેમની બરદાશ પણ સારી થાય. પરંતુ આરબોએ ના પાડી. તે ઉપરથી શહેર વડોદરા કે જેને તેઓ પોતાને કબજે કરી બેઠા હતા, તેને ઇંગ્રેજ સરકારે ઘેરો ઘાલ્યો. તેથી આખરે આરબ લોકો શરણે ગયા, અને ચઢેલો પગાર લઈ તેઓના જાનમાલની જ્યાં જ્યાં બાંહેધરી આપવામાં આવી હતી ત્યાં ત્યાં પોતાની જગોએ ઇંગ્રેજ સરકારની બાંહેધરી અપાવીને તેઓએ જવાનું કબૂલ કર્યું. તે વખતે ગુજરાતમાં કોઈપણ પ્રકારનો બંદોબસ્ત બાંહેધરીયા જામીનગીરી સિવાય થતો નહીં. ગાયકવાડ સરકારને શાહુકારોએ જે નાણાં ધીરેલાં હતાં, તેમાં આરબ લોકોના જમાદાર જામીન થયા હતા, એટલુંજ નહીં પણ તેઓના ઉપર કોઇપણ પ્રકારે જૂલમ કરવામાં આવે તો તેઓ પોતાના જાન બાંહેધરીમાં ધીરતા હતા. એક સબબ એ બાંહેધરીનો રીવાજ એટલાસારૂ રાખ્યો હશે કે રાજા કોઈપણ કોલથી વાંકા ચાલે નહિ. માટે એ પણ રૈયતના હાથમાં એક જાતનો અંકુશ આપવામાં આવ્યો હતો. જ્યારે આરબોને રજા આપવામાં આવી, ત્યારે તેઓ તે કબૂલતથી મુક્ત થયા. તેઓએ પોતાની જામીનગીરી કાઢી નંખાવીને તેને ઠેકાણે ઇંગ્રેજ સરકારની જામીનગીરી અપાવી તેઓની મહોર ચોઢાવી લીધી. તેમજ વળી જે લોકોએ આરબ લોકોને કાઢવામાં ગાયકવાડ સરકારને નાણાં વગેરેની મદદ કરેલી તેમની; દિવાન તથા બીજા કામદારો જેઓ રાજ્યનું ખરેખરૂં દિવાની કામ ચલાવતા હતા, કે જેઓએ ઇંગ્રેજ સરકારના હસ્તગત થતાં પહેલાં પોતાના તથા પોતાના વંશજોના રક્ષણ માટે પ્રથમ બંદોબસ્ત કરી લેવા ધારેલું હતું તેમની, બાંહેધરી ઇંગ્રેજ સરકારે કબૂલ રાખી હતી. તે વખતે પોતાનો જાપતો બેસાડવા તથા લોકોનું માન રાખવા માટે ઇંગ્રેજ સરકારને આવી બાંહેધરીઓ કરવી ઘણીજ જરૂરની હતી. જ્યાં સુધી વડોદરાના રાજ

કારભારમાં ઈંગ્રેજ સરકારે જાપતો તથા બારીક લક્ષ રાખ્યું ત્યાં સુધી લોકો ઉપર ગાયકવાડ સરકારથી કંઈ પણ હરેકત થઈ શકી નહીં. પણ સને ૧૮૦૫ પછી જ્યારે ગાયકવાડ સરકારને કારભાર સ્વતઃહવાલે કરી દીધો, ત્યારે લોકો ઉપર જૂલમ ગુજારવા માંડ્યો. તે સવિસ્તર લખવાની આ ઠેકાણે કાંઈ જરૂર જણાતી નથી.[1] હાલ થોડાં વરસ થયાં તો ઈંગ્રેજ સરકારનો વિચાર એવો ચાલતો હતો કે જે ચાર જણાની બાંહેધરી વંશપરમપરાની કબૂલેલી છે, તે શિવાય જેમ બને તેમ બીજી બાંહેધરીમાંથી નિકળી જવાય તો ઠીક.

૪૩. ઉપર લખ્યા પ્રમાણે આરબ લોકો ગાયકવાડ સરકારના રાજ્યમાં ઘણા જોરાવર થઈ પડ્યા હતા, ને વખતે ગાયકવાડ સરકારને નજર કેદ પણ કરી મૂકતા હતા. તેઓના તરફના માણસનો ખર્ચ દર વરસે ત્રણ લાખનો થતો હતો. તોપણ તેમને કંઈ કહી શકાતું નહોતું. કારણ કે તેઓના પગારના રૂપિયા વિશ લાખ ચડેલા હતા. તેને પેટે રાજ્યની સઘળી ઉપજ તેમને લખી આપેલી હતી. તેથી તેઓને રજા પણ આપી શકાતી ન હતી. મૂલક સાનમાં લખી લેઈ એ રૂપીઆ ઈંગ્રેજ સરકારે ગાયકવાડ સરકારને ધીર્યાં. એ આરબોને રજા આપવામાં કાંઈ પણ ખૂનરેજી થવામાં આવી નહીં. ત્યારપછી ગાયકવાડની ‡કુમક જે લશ્કર ઈંગ્રેજ સરકાર આપે, તેને પેટે સાતલાખ એંશીહજાર રૂપીઆનો મૂલક તેમને કાઢી આપ્યો. એ બધા બંદોબસ્ત એકઠા કરી સને ૧૮૦૫માં એક ચોકસ †તહનામું કર્યું. તેમાં કુમકની સિબંદી વધારી તેના ખરચને *પેટે અગીઆરલાખ

---

૧ એ સંબંધી પૂરતો હેવાલ તા. ૫મી અગષ્ટ સને ૧૮૬૩ ની પાર્લામેન્ટરી બલ્યુબુકોમાં આપેલો છે.

‡ કોલકરાર અંક ૭૧ પ્રમાણે. † કોલકરાર અંક ૭૨ નું.

* એની વિગત મલ્હારરાવની હકીકતમાં જોવી.

સિત્તેરહજારનો મૂલક આપ્યો.ઈંગ્રેજ સરકારના ગાયકવાડ સરકાર ઉપરના લહેણા શુમારે એકતાળીશલાખ રૂપીઆ હતા. તેને પેટે દર સાલ રૂ૧૨,૯૫,૦૦૦ની પેદાશ થાય એટલી જમીન કાઢી આપી.ગાયકવાડ સરકારે પેશવા સાથેની નાણાની તકરારમાં ભાંજગડ કરવા માટે ઈંગ્રેજ સરકારને ઠરાવ્યા હતા. અર્થાત ઇંગ્રેજ સરકાર સાથે શી તરેહનો સંબંધ થયો હતો તે સઘળું [1]કોલકરારમાં વર્ણવ્યું છે.આપેલા મૂલકમાંથી સરકારના ખર્ચ જેટલી પેદાસ થઈ નહીં માટે ગાયકવાડ સરકારે બીજો મૂલક રૂ૧,૭૬,૧૬૮ની ઉપજનો રેવધારી આપ્યો.

૪૪. કાઠિયાવાડની ખંડણી અને અમદાવાદનો ઇજારો પાંચ વરસને પટે પેશવા સરકારે આપેલો તે સને ૧૮૦૪માં પૂરો થવાથી ફરી દશ વરસનો નવો કરી આપ્યો. તે ઈંગ્રેજ સરકાર વચ્ચે પડવાથી અને તેમની બાંહેધરીથી દર વરસે રૂ૪,૪૫,૦૦૦નો ઠરેલો હતો.આ લહેણાના બદલામાં ગાયકવાડ સરકારે પેશવા તરફ લહેણું કાઢ્યું. કારણ પેશવા સરકારે ભરૂચના વસૂલાતનો ગાયકવાડનો ભાગ તેમને પૂછ્યા સિવાય ઈંગ્રેજ સરકારને આપ્યો હતો તે તથા ગુજરાત એ પેશવાનો મૂલક હતો તે છતાં તેમાં વિશેષ જે સિબંદી ગાયકવાડની રોકાયેલી હતી તેના પગાર ખર્ચના રૂપીઆ ગાયકવાડ પેશવા પાસે માગતા હતા. આમ થવાથી પેશવાએ ઉપલો પટો પૂરો થયા પછી બીજો નવો કરી આપ્યો નહીં, અને બાજીરાવ પેશવાના માનીતા ત્રિંબકજી ડેંગલાએ કાઠિયાવાડના રાજાઓને જણાવી દીધું જે, પેશવા સરકારની ખંડણીનો ભાગ ગાયકવાડને હવેથી આપવો નહીં. આ એક બીજાના લહેણા બદલની તકરારનો ફડચો કરવાને ગાયકવાડ સરકારે પોતાના દિવાન ગંગાધર શાસ્ત્રીને ઈંગ્રેજ સરકારની બાંહેધરી લઈ ઇ. સ. ૧૮૧૪માં પુને મોકલ્યો.ત્યાં ઘણી હરકતે પહોચ્યા પછી ભાંજગડ શરૂ થઈ. પણ તેમાંથી કાંઈ માખણ

---

૧ કોલકરાર અંક ૭૨માં. ૨ કોલકસર અંક ૭૩મા જુઓ.

નિકળ્યું નહિ. તેથી પુનાના રેસિડેંટ મિસ્તર એલ્ફિન્સ્ટન સાહેબને પૂછી માછા વડોદરે આવવાનો વિચાર કર્યો. એ શાસ્ત્રી બહુ ડાહ્યો પણ હઇયાનો ભોળો તેથી સામાના કપટની વાત જાણવા છતાં પણ તેણે કંઇ ગણકાર્યું નહીં,ને પેશવા સરકાર પંઢરપૂરની જાત્રા કરવા જતા હતા, તેમની સાથે તે પણ ગયો. પરંતુ પેશવા સરકારના કારભારી ત્રિંબકજી ડેંગલાએ પંઢરપૂરમાં એ શાસ્ત્રીને સને ૧૮૧૫ માં મરાવી નંખાવ્યો. નિર્પરાધીને મારવો તે મોટું પાપ છે.તો વળી આતો બ્રાહ્મણ અને દેવભૂમિમાં ખુન થયું, તેથી એ પાપીને માથે અઘોર પાપ પડ્યું એવું હિંદુ શાસ્ત્રમાં છે. પણ સ્વાર્થના મોં આગળ એ સર્વે વાત કોરે મૂકી પેશવા અને ડેંગલા એ બંને નામુકર ગયા કે અમે કંઈજ જાણતા નથી. તથાપિ આખા દેશમાં એવી વાત ચાલી કે ડેંગલાએજ મારી નંખાવ્યો. તે વાત ઇંગ્રેજ સરકાર તરફથી તજવીજ થતાં સાબિત થઈ; તે ઊપરથી પેશવા સરકાર પાસેથી એ ગુન્હેગારને લઇને ત્યાંના રેસિડેન્ટ સાહેબે થાણાના કિલ્લામાં રાખ્યો, પણે ત્યાંથી એ નાસી ગયો. પરંતુ તે ફરીથી પકડાયો ત્યારે તેને ચુનારગઢના કિલ્લામાં જન્મ કેદ રાખ્યો. આ ઉપર લખેલા દગાને લીધે સને ૧૮૧૭ના કરાર ઉપર પેશવા સરકારને સહી કરવી પડી, ત્યારથી પેશવાનો ગાયકવાડ સરકાર ઉપરના લહેણા બદલનો બધો દાવો રદ થયો, ને પાછલા લહેણાને પેટે ચાર લાખ રૂપીઆ લેવા કરી માંડી વાળ્યું. પણ પેશવાનું રાજ ઊખુ વળવાથી તે ગાયકવાડ સરકારને ભરવા પડ્યા નહીં.ત્યાર પછી નવી *સલાહ સને ૧૮૧૯માં થઈ. તે આનંદરાવ ગાયકવાડના તરફથી તે વખતના કામ ચલાવનાર ફતેસિંગ મહારાજે કરી. તેમાં મુખ્ય ઠરાવ એ હતો કે સિબંદી વધારવી. ગાયકવાડ સરકારે પેશવાના ઇજારાથી જે હકો ગુજરાતમાં

---

* કોલકરાર અંક ૭૪ મો જોવો.

મેળવ્યા હતા તે ઈંગ્રેજ સરકારે તેમને આપી દીધા,ને ઈંગ્રેજ સરકારે કેટલોક મૂલક અદલબદલ કરી પોતાના અમલનો મૂલક નક્કી કર્યો. લડાઈ વખતે ઈંગ્રેજી લશ્કરે સાથે ગાયકવાડ સરકારે સ્વારી કુમકે આપવા, તથા દરેક ફોજદારી ગુન્હેગાર આપવા લેવા.

## पुनरावर्त्त माटे प्रश्न.

(૩૪) ગોવિંદરાવ મહારાજ પછી ગાદીએ કોણ બેઠું અને તેમના વખતમાં કયા માણસને કેદ કરી ડુંગરી કિલ્લાપર મોકલી દીધો? (૩૫) રાવજી આપાજીને સુરત જવાની કેમ જરૂર પડી? (૩૬) ગાયકવાડ સરકાર સામે મલ્હારરાવ શાથી થયો અને તેથી તેમને કોની મદદ માગવી પડી? (૩૭) ઈંગ્રેજ સરકારે કયા અમલદારને કેટલા માણસો લઈ ગાયકવાડની મદદે મોકલ્યો હતો? (૩૮) મેજર વાકર સાહેબનો આવકાર કરવા માટે ફોજ વગેરેની ગોઠવણનું વર્ણન કરો? (૪૧) ગાયકવાડી રાજ્યની અવ્યવસ્થાનું વર્ણન કરો? (૪૨) આનંદરાવ મહારાજના વખતમાં આરબોનું જોર કેટલું હતું તેનું બયાન કરો? (૪૩) આરબોને ચડેલો પગાર આપવા માટે કોણે રૂપીઆ ધીર્યા? (૪૪) ગંગાધર શાસ્ત્રીને શાથી પુને જવું પડ્યું અને જવાથી શી બીના બની તે કહો?



## प्रकरण ५ मुं.

૪૫. આનંદરાવ મહારાજ સને ૧૮૧૯ માં કૈલાસવાસી થયા ત્યારે તેમના ભાઈ શિવાજીરાવ મહારાજ ગાદીએ બેઠા. એ મહારાજ ગાદીએ બેઠા એટલે ઈંગ્રેજ સરકારને વડોદરાના રાજકારભાર ઊપર ઘણી કાળજી રાખવી પડતી હતી તે કાઢી નાંખવાનો તેમણે વિચાર કર્યો, અને એવું *ઠરાવ્યું

* કોલકરાર અંક ૭૫ માં જુઓ.

કે ગાયકવાડ સરકારે બાંહેધરીદાર દિવાનો, ખંડીઆની ક-
બૂલતો તથા શાહુકારોના કોલ માન્ય રાખવા. સને ૧૮૨૦માં
ગાયકવાડ સરકારને કુલ દેવું એક કરોડ રૂપીઆનું થઇ
ગયું હતું. એ દેવું કાઢી નાંખવા માટે છ મુખ્ય શાહુકા-
રોને ત્યાંથી ઇંગ્રેજ સરકારે પોતાની જામીનગીરીથી રૂપીઆ
અપાવ્યા, અને તે દેવાને પેટે ગાયકવાડ સરકારે દર વર્સે
પંદરલાખ રૂપીઆ આપતા રહેવું એવો ઠરાવ કર્યો. એકિ-
સ્ત બરાબર ભરાતી નહોતી, તેથી સને ૧૮૨૫માં તેમણે
બીજો ઠરાવ એવો કર્યો કે કરજ ફીટાડવા માટે કેટલાંએક
ગામ અમોને ઇજારે આપવાં. પણ એ વાત શિયાજીરાવ
મહારાજે કબૂલ કરી નહિ. તે ઉપરથી તથા જામીનગીરી
પણ કાઢી નાંખવાની ન માલમ પડી તે ઉપરથી સને
૧૮૨૮માં પેટલાદ, કડી, બારા, ડભોઈ, સંખેડા, બાધરપૂર,
સીનોર, અમરેલી, દામનગર, શીયાનગર, કાઠિયાવાડ ઇલા-
કામાંનાં મહિકાંઠા ઇલાકામાંનાં ને રેવાકાંઠા ઇલાકામાંના સં-
સ્થાનોની તથા રાજપીપળા અને ઉદેપૂરની ખંડણી ઉપર
થોડાંક વરસ સુધી જપ્તિ મૂકી. સને ૧૮૩૨માં શાહુકારોને
તથા ગાયકવાડ સરકારને માંહોમાંહે સમજાવીને ઇંગ્રેજ સ-
રકારે પોતાની જામીનગીરી કાઢી નંખાવી, અને ખંડણી
તથા ગામો ગાયકવાડ સરકારને પાછાં સોંપ્યાં.

૪૬. ઇંગ્રેજી રાજ્યની હદમાં થઈ આવતા અફીણ ઉપર
પેટીએ બાર રૂપીઆ લેખે જકાત લેવાનો ઠરાવ હતો. તે ઠરાવ
પ્રમાણે ન ચાલે તો અગાઉના વખતમાં તે લાવવા દેવા-
ની બંધી હતી. માટે વેચવાનો ભાવ કબૂલ કરી તે વિષે
§ઠરાવ કર્યો. ત્યાર પછી તરતજ બીજો *ઠરાવ એવો થયો
કે ગાયકવાડ સરકારે ઇંગ્રેજ સરકારની પરવાનગી વિના મ-
હિકાંઠા અને કાઠિયાવાડમાં સ્વાર મોકલવા નહિ તથા ઇંગ્રે-

---

§કોલ કરાર આંક ૭૬. *કોલ કરાર આંક ૭૭ મો.

જ સરકારે, ગાયકવાડને માથે ખર્ચ ન પડવા દેતાં ખંડણી ઊઘરાવી આપવાનું કબૂલ કર્યું. તેથી ઈંગ્રેજ સરકારને મધ્યસ્થ રાખ્યા વિના ખંડણીની તાકીદ ગાયકવાડ સરકારે કરવી નહિ, એવું પોતે કબૂલ કર્યું. બાળહત્યા બાબતના ફંડમાં ગાયકવાડ સરકાર મુકરર ઠરાવ ઉપરાંત જે વસૂલ આવે તે તથા કાઠિયાવાડમાંથી જે દંડ વસૂલ થાય તે આપવાને *કબૂલ થયા. પવનના તોફાન વિગેરેથી કાઠિયાવાડ માંનાં પોતાના તાબાનાં બંદરોમાં જે વહાણ ઘસંડાઈ આવે તે ઉપર શી જકાત લેવી તે બાબતનો +ઠરાવ સને ૧૮૮૪ માં કર્યો.

૪૭. અગાઉની એક સલાહ નામાની કલમ ૮માં એમ હતું કે ગાયકવાડ સરકારે ત્રણ હજાર હુંશિયાર સિબંદી કુમકમાં રાખવા. આ સિબંદીનું કામ નહિ પડતું ત્યારે એમની પાસે નોકરી કરાવવાનો હક્ક ઈંગ્રેજ સરકારને નહોતો તોપણ રીવાજ એવો થઈ પડ્યો હતો કે બંડીઆ રાજ્યોમાં તેમને વારે વારે પોલીસની જગોએ કામમાં લેતા, એ લશ્કર ઘણું નાકૈવત જણાયું માટે ગાયકવાડ સરકાર ઉપર તગાદો થયો કે બે તૃત્યાંશ લશ્કર નોકરીમાં લાયક થાય એવું તૈયાર કરી આપવું. તેમ કરવાને શિયાજીરાવ મહારાજે ના પાડી. તે ઉપરથી તેઓને વખતે વખત પગાર મળે જાય માટે પંદરલાખ રૂપિયાની ઉપજનો મૂલક જપ્ત કરીદ્દીધો. ત્યારે સરકારે દશ લાખ રૂપિયા ઈંગ્રેજ સરકારને ત્યાં અનામત રાખવા કબૂલ કરી તે જપ્ત થએલો મૂલક પાછો લીધો, એ થયા પછી બીજા વરસમાં ગાયકવાડ સરકારે ઈંગ્રેજ સરકારની સામે કેટલાંક દુશ્મનાઇનાં કામ કર્યાં, તેથી તેઓની મિત્રાઇમાં ખલેલ પહોંચ્યું અને પેટલાદ

---

* કોલકરાર આંક ૭૮મો. +કોલકરાર આંક ૭૯ મો.
૧ કોલકરાર આંક ૮૧મો.

પરગણું કે જેની ઉપજ સાત લાખ બત્રીશ હજારની આ-વતી હતી, તે જપ્ત કરી દીધું. વળી શિયાજીરાવને ગાદીએ-થી ઉઠાડી બીજા કુટુંબના માણસને રાજા કરવાની ધમકી આપી. પેટલાદની ઉપજમાંથી "સિકંદરી" સ્વારની પલટણ ઉભી કરી. ત્યાર પછી આ સરકારે પંદરસેં સારા માણસોનો રિસાલો રાખવો એવી ફરમાસ થઇ. પણ એ ફરમાસ આ-ગલા સને ૧૮૧૭ ના તહનામા ઉપરથી નહોતી થઈ કેમકે ગાયકવાડ સરકારની વર્તણુંકથી તે ધોરણ તો તૂટી ગયું હ-તું, અને ઘણાં વરસ થયાં પોતે અણબનાવ રાખતા હતા. માટે આ બાબતમાં તેમણે ખૂબ વાંધો લીધો, તેથી આગલું સને ૧૮૧૭નું *તહનામું તાજું થયું, તેમાં એમ ઠર્યું કે ત્રણ હજાર રિસાલાના સ્વારના ખર્ચને પેટે ગાયકવાડ સરકારે ત્રણ લાખ રૂપીઆ આપવા, અને તે રિસાલો ઇંડિ-યા મૂલકમાં નોકરી બજાવે, વળી ગાયકવાડ સરકાર હરકોઇ વખતે એ રિસાલો કમી કરી પંદરસેં માણસો પણ રાખી શકે. એ કબૂલત પૂરી થએથી પેટલાદ પાછું આવ્યું અને અગાઉ જે સને ૧૮૩૨ માં દશ લાખ રૂપીઆ અનામત મૂક્યા હતા તે ગાયકવાડ સરકારને મજરે મળ્યા. આ મહા રાજાના વખતમાં સતી થવાનો ચાલ નિકંદન થયો.

## पुनरावर्त्त माटे प्रश्न.

(૪૫.) આનંદરાવ મહારાજ પછી ગાદીએ કોણ બેઠું અ-ને તેમના દેવા બદલનું કિસ્ત ન ભરાયાથી શું શું જપ્ત થયું હતું? (૪૭) ઇંગ્રેજ સરકારે પંદર લાખનો મૂલક શાથી જપ્ત કર્યો અને તે ક્યારે પાછો મળ્યો?



* કોલ કરાર અંક ૮૨ મો.

# प्रकरण ६ ठुं.

૪૮. મહારાજા શિયાજીરાવ સને ૧૮૪૭ના ડીસેંબરની તા. ૨૮મીએ પડ્યા ત્યારે તેમની ગાદીએ તેમના વડીલ પુત્ર ગણપતરાવ મહારાજ ૩૦ વરસની ઉમરે બેઠા. એમના દિવાન ભાઉતાંબેકર થયા. તે ઘણા હુંશિયાર હતા. તેને અને રેસિડેન્ટ કર્નલ આઉટરામ સાહેબને બનતી રાસ આવતી નહોતી તથા બીજી રાજકીય *ખટપટ ઘણી ચાલી, તેથી તે બંને વચ્ચે ઘણી તકરાર ઉઠી.માટે મુંબાઇના ગવરનર લાર્ડ ફાકલન્ડ સાહેબે કર્નલ આઉટરામને રેસિડેન્ટના હોદ્દા ઉપરથી દૂર કર્યો. તે વિલાયત ગયો ને ત્યાં તેણે ઘણી તકરાર કરી તેથી છેવટે સને ૧૮૫૩માં એવું થયું કે ગાયકવાડ સરકારના રાજ્યનો સંબંધ જે મુંબાઈ ઇલાકા સાથે હતો તે તોડીને બંગાલા ઈલાકા સાથે કર્યો.એવું થોડાંક વરસસુધી ચાલ્યું. પણ જ્યારે હીંદુસ્તાનમાં બળવો થયો ત્યારે હરેક કામ બંગાલે લખી જવાબ મંગાવતાં ઘણી ઢીલ થવા માંડી તેથી વારે વારે ઘણી હરકતો નડી. સબબ તે વહીવટ ફેરવી પ્રથમ જેમ હતું તેમ કર્યું.એ મહારાજાને એકે છોકરો નહોતો. એમના વખતમાં ઇંગ્રેજ સરકારના ધારા મુજબ સને ૧૮૪૯ માં એવી બંધી થઈ કે કોઇએ છોકરૂં વેચવું નહીં. તેમજ સને૧૮૫૬માં કોઈ ગુલામ વેચે અગર ખરીદે નહીં એવી બંધી થઈ.

૪૯. મહારાજા ગણપતરાવ ગાયકવાડ સને ૧૮૫૬ ના નવેંબર માસની તા.૨૯મીએ કૈલાસવાસી થયા. ત્યાર પછી સને મજકુરમાં તેમના ભાઈ આપાસાહેબ ઉર્ફે ખંડે-

---

*એને લગતી તમામ હકીકત પાર્લામેન્ટરી બલ્યુ બુકો તથા બોમ્બે એન્ડ બેરોડા ખટપટનાં પુસ્તક જોવાથી માલુમ પડશે.

રાવ મહારાજ ગણપતરાવના દીકરાનું ૧૮૪૭માં મરણ થએલું હોવાથી ગાદીએ બેઠા.

૫૦. સને ૧૮૫૭નો હિંદુસ્તાનમાં જે બળવો થયો હતો, તેનો કાંઈક પ્રકાશ ગુજરાતમાં પણ થયો. અમદાવાદમાં એનેડીઅર પલટણમાંના કેટલાક માણસોએ શહેરમાં લૂટવાનો નિશ્ચય કર્યો. પણ તેઓ પકડાયા, તેથી તેમાંના છજણને તોપને મોઢે બાંધી ઉડાડી મૂક્યા, છજણને ગોળીબારથી માર્યા. છ જણને ફાંસીએ દીધા; બાકીના તમામ ગુન્હેગારને કાળે પાણીએ મોકલ્યા. એવું પણ કહેવામાં આવેછે કે તે વખતે ગાયકવાડ સરકારના ફટાયા બાપુસાહેબ કે જે અમદાવાદ શહેરની પાસે છાવણી નજીક કેદ હતા, તેમની શીખવણીથી એ પલટણવાળાઓએ બંડ કર્યું. એ વાત ગમે તેમ હોય પણ એટલું તો ખરૂં કે બાપુ સાહેબને ત્યાંથી સુરત મોકલવામાં આવ્યા. એ વખતે ઈંગ્રેજ સરકારના રસાલાવાળાએ પણ દીન બોલવાનો સંકેત કર્યો હતો, તેઓ પણ પકડાયા અને માર્યા ગયા નહીં એટલામાંતો એવી વાત ચાલી કે ઇંદોરવાળી બાઇજાબાઈ ઈંગ્રેજ સરકારની સામે થઈ છે, અને પંદરહજાર ફોજ લઈ ગુજરાતમાં આવેછે. એ વાતપણ પાયા વગરની નહોતી, કેમકે તેના દીકરા સાથે તેને અણબનાવ હતો, ને તે ઇંગ્રેજસરકારની મદદમાં હતો. એ બાઈ ઘણી માથાફરેલ હતી. એ જે કામ કરતી તે પડદેથી કરતી અને ઘણી બહાદુર કહેવાતી હતી, પણ પોતાની ધારણા પાર પાડયા પહેલાં પોતે મરીગઈ. એ વખતે ગુજરાતનાં મોટાં મોટાં શહેરોમાં ઘણો ગભરાટ ઉઠી રહ્યો હતો. એ બળવા વખતે મહારાજા ખંડેરાવ ગાયકવાડે પણ ઈંગ્રેજ સરકારની સાથેની દોસ્તીના હકમાં ઘણીજ કિમતી અને તારીફ કરવા લાયક મદદ કરવાથી નામદારહિંદુસ્તાનની સરકારે તેમને સર, કે, સી, એસ, આયનો માનવંતો

ઇલિકાબ અને મોરછલ* ઇનાયત* કર્યાં; અને ઓગણીશ તોપોને બદલે એકવિશ તોપનું માન મળવા લાગ્યું.

૫૧. આ બંડ પુરૂ થયું નહીં એટલામાં ગાયકવાડી રાજના વિજાપુર નામે ગામનો રહેવાશી મગન નામે એક વાણીઓ હતો તેણે વડોદરાના કોઈ નાહાલચંદ નામે ઝવેરી સાથે બંડ કરવાની મસલત કરી અને ગુજરાતના ઉત્તર ભાગમાં જે મહેવાસ છે, ત્યાંના કોળી લોકોને ઉશ્કેરી એકઠા કરવા માંડયા. તેમના સામી ઈંગ્રેજ સરકારની ફોજ ગઈ, અને કાંઇ પણ લઢાઇ થવા સિવાય તેના આગેવાન લોકો પકડાયા. તે લોકો ગાયકવાડ સરકારના મૂલકના હતા. તેથી તેમની તજવીજ કરવાને પંચમાં બેસવા સારૂં ગાયકવાડ સરકારની તરફથી તેમના ન્યાયાધિશ ત્રિંબકરાવ શાસ્ત્રી ગયા. કેટલાક દિવસ સુધી તેમની તજવીજ થયાપછી તેમાંના જે ગુન્હેગાર ઠર્યા, તેમને વિજાપૂર આગળ તોપને મોઢે બાંધી ઉડાડી મૂકયા.

૫૨. હવેથી તોફાન થતું અટકાવવા સારૂં સરકારે કાયદો ઠરાવી હિંદુસ્થાનના લોકો પાસેથી હથિયાર લેવાં શરૂ કર્યાં. જ્યારે સને ૧૮૫૮માં ગૂજરાતમાં હથિયાર લેવા માંડ્યાં, ત્યારે મહેવાસી લોક સહેલાઈથી હથિયાર આપશે એમ જણાયું નહીં તેથી અંગ્રેજ સરકારે મહારાજા ખંડેરાવ સાથે સમજુત કરી, તે પ્રમાણે મહારાજા પોતાનું અને અંગ્રેજી બંને લશ્કરને લઈ મહેવાસમાં ગયા ને ત્યાંથી તેમણે મળી શક્યાં તેટલાં હથિયાર લીધાં.

૫૩. સને ૧૮૬૬માં એક એવી વાત બની કે ગાયકવાડ સરકારના દરબારમાં હાશુમીઆં જાશુમીઆં કરી મુસલમાન ઉમરાવ હતા. તેઓએ આગળ ગાયકવાડ સરકારની ચાકરી સારી બજાવેલી તેથી જાશુમીઆંને બેરાળું પરગણું

*મોરછલ એટલે મોરનાં પીછાંનાં બનેછે, તે દેવ કે રાજા આગળ બે બાજુએ ધરી રાખેછે. *ઇનાયત= બક્ષીસ.

બક્ષિસ આપેલું છે. તે જામુમીઆંના વંશમાંના કોઈક જુવાન પુરૂષ ઉપર મહારાજાને કાંઈ વહેમ આવવાથી તેના મળતીઆ માણસોમાંથી એકને હાથીને પગે બાંધીને, બીજાને ગધેડા ઉપર બેસાડીને અને ત્રીજાને તરવારને ઝટકે ઘણી બુરી હાલત કરી મરાવી નંખાવ્યો. આ પ્રમાણે ઘાતકી શિક્ષા કર્યાથી આખા મુંબાઈ ઇલાકામાં પોકાર ઉઠ્યો, અને એ વાત છાપાવાળાએ આખી પૃથ્વી પર ફેલાવી દીધી. છેવટે બંગાળાની સરકારે મુંબાઈ સરકારની મારફતે લખી જણાવ્યું કે ગાયકવાડસરકારે એવી સજા કરવી દુરસ્ત નહીં, અને સલાહ આપી કે આયંદે એવું ન થવું જોઈએ.

૫૪. એ મહારાજાના વખતમાં ગોવિંદરાવ પાંડુરંગ રોડે દિવાન રાજકીય કામમાં ઘણા કુશળ હતા. તે ઉપરથી રાજ્યની સર્વ વ્યવસ્થા સારા પાયા ઉપર ચાલવા માટે દિવાની, ફોજદારી, મુલકી, રેવેન્યુ, સરવે તથા ઇનામ કમિશન ખાતાં કાઢ્યાં, અને કાયદા બાંધ્યા, તેજ કાયદા આજ દીન સુધી ચાલેછે. એ દિવાન પોતાની કારકીર્દિમાં વાજબી કામ કરનાર તથા બોલનાર ચાલનાર હોવાથી તેની તથા નારાયણ ભાઉ સિંધે કે જે મહારાજાના ઘણા પ્રિય હોવાથી એક હલકી પાયરી ઉપરથી મોટા સેનાપતિના હોદ્દા ઉપર આવેલા તેની વચ્ચે અંદરખાનેથી ખટરાગ ઉત્પન્ન થયો. ભાઉ સિંધેને દિવાન બનાવવાની સરકારની ઇચ્છા હતી, તેથી કેટલીક રાજકીય ખટપટ ચાલેલી, એનું પરિણામ એ થયું કે ગોવિંદરાવ રોડે ઘેર બેઠા, અને નારાયણ ભાઉ સિંધે દિવાન થયા. સને ૧૮૬૭.

૫૫. એ મહારાજાને સાઠમારી અને કુસ્તીનો શોખ ઘણો હતો. એમને પોતાને અત્રેની હવા, પાણી માફક નહીં હોવાથી શહેરથી આશરે ગાઉ ત્રણેકને શુમારે મકરપુરા

ગામે પોતાને રહેવા માટે સારાં સારાં મકાન બંધાવી ત્યાં રહ્યા. રાજકીય કામકાજ ત્યાં ચલાવતા હતા. વળી રાજધાની કરવાનો વિચાર પણ ત્યાંજ હતો. પણ તે કેટલાક કારણસર પાર પડ્યો નહિ.

૫૬. એ મહારાજાને પોતાના ભાઈ દાદાસાહેબ ઉર્ફે મલ્હારરાવ સાથે કેટલાંક કારણોથી ઘણોજ અણબનાવ થયો હતો. તેથી પોતે જીવ્યા ત્યાં સુધી પોતાના ભાઈને પાદરે નજર કેદ રહેવું પડ્યું હતું. એ ઘણા આગ્રહી અને આપખુદી સ્વભાવના હતા. અને કયા ધર્મ ઉપર એમનું દીલ હતું તે કંઈ સમજાતું નહીં હતું. પોતે હિંદુ છતાં મક્કે મોકલવાની હીરા, મોતી ને જવાહીરની લાખો રૂપીઆ ખરચી એક ચાદર તૈયાર કરાવી હતી. પણ દૈવ યોગે એકાએક કાળ હોવાથી મનના મનોરથ મનમાંજ રહ્યા. એમના વખતમાં દત્તક લેવાની સનંદ ગવરનર જનરલ કાનિંગ સાહેબે ઇનાયત કરી. (ઇ. સ. ૧૮૬૨ માં)

૫૭. એ મહારાજાએ સને ૧૮૭૦ માં પોતાનું રાજપાટ દોલત અને સ્નેહીયોને છોડી તા. ૨૦ મી નવેંબરે પરલોકે વાસ કર્યો. આ વખતે ભિંબાજીરાવ ટોળે સેનાપતિ કે જે *એકિટંગ દિવાનનું કામ કરતા હતા, તેમણે મહારાજાના પડવાના સમાચાર બ્રિટિશ રેસિડેન્ટ કર્નલ બાર સાહેબને જાહેર કર્યા. વળી તે સાથે એમ ફરમાસ કરી કે બીજા મહારાજાની દવાઈ ફેરવ્યા સિવાય કૈલાસવાસી લાસને આખર મજલે પહોંચાડાય નહિ, એવી રીત છે. તેથી મહારાજા મલ્હારરાવને પાદરેથી બોલાવવાની પરવાનગી મળી.

---

*ભાઉસિંધેને બ્રિટિશ સરકારની સમત્તિથી કેટલીક મુદત થયાં દિવાનગીરી ઉપરથી દૂર કર્યા હતા.

## પુનરાવર્ત્ત માટે પ્રશ્ન.

(૪૮) શિવાજી મહારાજ પછી ગાદીએ કોણ બેઠું? અને તેમના વખતમાં શી બીના બની તે કહો? (૪૯) ખંડેરાવ મહારાજ ક્યારે કોના મરણ પછી ગાદીએ બેઠા? (૫૦) ખંડેરાવ મહારાજને ૧૮૫૭ ના બળવામાં ઘણી કીમતી મદદ કરવાથી ઇંગ્રેજ સરકારે શું શું ઇનાયત કર્યું? (૫૧) મગનના બંડની પૂરેપૂરી વાત કહી જાઓ? (૫૨) ઘાતકી શિક્ષા કરવાની મનાઈ ક્યારે થઈ? (૫૪) ખંડેરાવ મહારાજના દિવાન કોણ હતા અને તેમણે શું કર્યું? (૫૫) ખંડેરાવ મહારાજને ઘણો શોખ શાનો હતો અને તેઓ ક્યાં રહેતા? (૫૬) ખંડેરાવ મહારાજ મરી ગયાના સમાચાર રેસિડેન્ટને કોણે કહ્યા તથા તેણે બીજી શી ફરમાસ કરી હતી?

---

## પ્રકરણ ૭ મું.

૫૮. જે તારીખે મહારાજા ખંડેરાવ કૈલાસવાસી થયા તેજ તારીખે મલ્હારરાવ મહારાજનું પાદરેથી આવવું થયું અને બ્રિટિશ રેસિડેન્ટના હુકમથી *અમ્મતપન્હા મહારાણી જમનાંબાઈ સાહેબને આશા હોવાથી રાજનું કામકાજ મલ્હારરાવ મહારાજ રીજન્સી તરીકે ચલાવતા હતા, પછી જમનાંબાઈ સાહેબને પુત્રી તારાબાઈ સાહેબ તા. ૫ મી જુલાઈ ૧૮૭૧ માં આવવાથી સને ૧૮૭૧માં ૪૩ વરસની ઉમરે એ મહારાજ ગાદીએ બેઠા.

૫૯. એ ઉદાર અને દાનેશ્વરી હતા, એમણે કેળવણીખાતું ઉભું કર્યું અને કેટલાક કૂવા તથા વાવો વગેરે સુધારાનાં કામ કરાવ્યાં. તેમજ ધર્માદાનાં, દેવસ્થાનનાં વર્ષાશન

* વિધવા.

કે જે બાઉસિંઘેના વખતમાં બંધ થયાં હતાં,તે પણ ચાલતાં કર્યાં; પરંતુ એમના રાજ્યના કામની અવ્યવસ્થા થતી ચાલી તેથી લોકોને ઇનસાફ ઝટ મળે નહીં એવું થયું તેથી રૈયત અને સરદારોએ કંટાળી લાચાર થઈ આખરે બ્રિટિશ સરકારનો આશ્રય માગ્યો. તે વખતે રેસિડેન્ટના હોદ્દા ઉપર કર્નલફેર સાહેબ હતા. તેમણે એ લોકોની ફરિયાદ ખરીછે કે ખોટી તે તથા રાજ્ય સારા પાયા ઉપર કેવી રીતે ચાલવું જોઇએ તે નક્કી થવા વડી સરકારમાં જાહેર કર્યું તેથી સને ૧૮૭૩માં એક કમિશન બેઠું. તેના પ્રમુખ કર્નલ મીડ સાહેબે સઘળા હેવાલ બ્રિટિશ સરકારમાં લખી જણાવ્યાથી બ્રિટિશ સરકારે મહારાજાને સઘળી રીતે પોતાનું રાજ્ય સુધારવાને અઢાર માસની મુદત આપી,અને તેમાં એવું ઠરાવ્યું કે જો એ મુદતની અંદર જોઇએ તેટલો સુધારો નહીં થાય તો તેનું પરિણામ બૂરૂ નીપજશે.

૬૦. મલ્હારરાવ મહારાજના કાનપર ચારે તરફથી એવી ખબર આવવા લાગી કે રાજકારભાર નહીં સુધરે અને સારૂં કામ કરનારા નહિ રાખે તો ગાદી ઉપરથી ખસેડવામાં આવશે.તે ઉપરથી પ્રખ્યાત પ્રોફેસર દાદાભાઈ નવરોજજીને પોતાના દિવાન નિમ્યા. તેથી મિ૰ દાદાભાઇએ રાજ્યની સ્થિતિ પોતાના સુધરેલા વિચાર પ્રમાણે ચાલવા માટે મિ૰બાલા મંગેશ વાગલે, હોરમસજી અરદેસર વાડિયા, કાજી શાહબુદ્દીન અને પેસ્તનજી જહાંગીરજી એ લોકોને બોલાવ્યા. આથી કામકાજનો રસ્તો અને ન્યાય શું છે તે લોકો સમજવા લાગ્યા, પણ પ્રથમની રાજકારભાર કરનારી મંડળીનું જોર ઘણું હોવાથી એ લોકો કંટાળી રાજીનામાં આપીને વિદાય થયા. તેમાં મિ. પેસ્તનજી સરકારની મારફતે આવેલા તે રહ્યા. એમ થવાથી મહારાજાએ બીજા

લાયકીવાળા અમલદારો રેસિડેંટ સાહેબની મારફતે બોલાવવા બાબત લખાણ કર્યું.

૬૧. મહારાજા તથા બ્રિટિશ સરકારના રેસિડેન્ટ કર્નલ ફેર સાહેબને ઘણા દિવસથી અણબનાવ ચાલ્યો આવતો હતો. આખરે મહારાજાના લખવાથી બ્રિટિશ સરકારે એ રેસિડેન્ટને દૂર કરી તેની જગોએ સર લુઇ પેલી સાહેબની નિમણોક કરી. એ નવા સાહેબ આવી પહોંચતાની અવસ કર્નલ ફેર સાહેબને ઝેર દેવાની ઊશ્કેરણી કર્યા બાબતનું તહોમત મહારાજા ઉપર આવવાથી તે તહોમતમાંથી મુક્ત થતાં સુધી તેમને બ્રિટિશ સરકારે તા૦ ૧૪ મી જાન્યુઆરી સને ૧૮૭૫ ને રોજ બ્રિટિશ રેસિડેન્ટના કાંપમાં નજર કેદ રાખ્યા, અને રેસિડેન્ટને કમિશનરનો હોદ્દો આપી વડોદરાની સઘળી રાજ સતા સોંપી. મહારાજાની ખુલ્લી રીતે તપાસ થવા સારૂ ત્રણ દેશીઓ અને ત્રણ યુરોપિયન સારા અધિકારીઓનું એક કમિશન ઠરાવ્યું. એ કમિશનનું કામ આશરે એક માસ ચાલ્યું તેના પ્રમુખ કોચ સાહેબનો કમિશનરોના અભિપ્રાય સાથેનો રિપોર્ટ બ્રિટિશ સરકારમાં જતાં તે સરકારનો છેવટનો ઠરાવ સને ૧૮૭૫ના એપ્રિલ માસની ૨૨મી તારીખે બહાર પડ્યો, તે ઉપરથી મહારાજા મલ્હારરાવને એકદમ સ્પેશિયલ ટ્રેનની મારફતે મદ્રાસ મોકલી દીધા. શહેરમાં શાંતિ રહેવા કાજે બ્રિટિશ સરકારના ઠરાવનાં જાહેરનામાં ઠેઠ ઠેઠ તુરતજ ચોઢવામાં આવ્યાં.

૬૨. તારીખ ૨૮મી એપ્રિલને રોજ મહાજનના કેટલાક લોકો તથા પોલિસના સિપાઇઓમાં કાંઇક નજીવી તકરાર થઇ. એ તકરારનો લાભ ગામના કેટલાક લોકોએ લઇને મલ્હારરાવના પાર્વતિ બાઇથી થએલા છ માસના દીકરાને છત્રાજીરાવ નામ આપીને ગાદીએ બેસાડ્યો

અને દરવાજા બંધ કર્યાં. પણ એટલામાં તેની અંદર લશ્કર-ની મદદ આવી પહોંચવાથી હુલડખોર લોકો વિખરાઈ ગયા, અને દરવાનોએ દરવાજા ઉઘાડ્યા. આ ગરબડ થવામાં મલ્હારરાવની રાણી માલસાબાઈ તથા પાર્વતિબાઈ નામની બે રાણીઓનો પણ હાથ છે એવું બ્રિટિશ સરકારને માલમ પડવાથી તે રાણીઓને એમના કુંવરસાથે તાબડતોબ મલ્હા-રરાવ મહારાજ પાસે મોકલી દીધાં.

૬૩. ઉપર લખ્યા પ્રમાણે તોફાન થયા પછી કેટલેક દિવસે મહારાણી જમનાંબાઈ સાહેબ પુનેથી વડોદરે પધાર્યાં. ત્યારપછી તારીખ ૨૭ મી મે સને ૧૮૭૫ ને રોજ બ્રિટિશ સરકારની સલાહથી અસ્મતપન્હા જમનાંબાઈ સાહેબે કાશીરાવ ગાયકવાડના આશરે બાર વર્ષની ઉમરના દીકરા ગોપાળરાવને દત્તક લઈ શિયાજીરાવ નામ આપીને ગાદી-એ બેસાડ્યા. એ મહારાજાના દિવાન કે, સી, એસ, આય, સર, ટી, માધવરાવ સાહેબ તા૦ ૧૩ મી માહે મે ૧૮૭૫ને દિવસે નિમાયા, અને મહારાજાએ કેળવણી લીધી ત્યાંસુધી આ રાજ્યનો તમામ કારભાર તેમણે ચલાવ્યો.

૬૪. તા૦૨૧મી ડીસેંબર ૧૮૭૯ને દિવસે શ્રીમંત તારાબાઈ સાહેબનું સાવંતવાડીના સરદેશાઈસાથે અને તા૦૬જાનેવારી ૧૮૮૦ ને દિવસે મહારાજાનાં તંજાવરનાં રાજકુંવરી લક્ષ્મી-બાઈ સાથે મોટી ધામધૂમથી લગ્ન થયાંછે. સને ૧૮૮૧ના જાનેવારી માસની તા૦ ૧ લીએ મહારાજાસાહેબે રાજ્યનો કુલ અખત્યાર ધારણ કર્યોછે અને એ દિવસથી મહારાજા સ્વતંત્રાથી રાજ્ય ચલાવેછે. રાજા. સર. ટી. માધવરાવ સને ૧૮૮૩ માં દિવાનનું કામ છોડી પોતાને દેશ ગયા, ત્યારથી તે કામ ખાન બહાદૂર કાજી શાહબુદ્દીન ચલાવે છે.

૬૫. યુવરાજ ફતેસિંગરાવ તા. ૩ જી માહે અગષ્ટ

૧૮૮૩ને દિવસે જન્મ્યા છે. એ વખતે આ રાજ્યમાં તમામ તાલુકાઓમાં તેમજ શહેર વડોદરામાં મોટો ઉત્સવ થયો હતો.

## પુનરાવર્ત્ત માટે પ્રશ્ન.

(૫૮) મલ્હારરાવને રીજન્સી તરીકે કામ કેમ ચલાવવું પડયું તથા તે ગાદીએ કયી સાલમાં બેઠા ? (૫૯) સને ૧૮૭૩ ની સાલમાં કયા સાહેબનું કમિશન શા વાસ્તે બેઠું અને તેમાં છેવટ શો ઠરાવ થયો ? (૬૦) ગાદી ઉપરથી ખસેડવામાં આવશે એવી વાત સાંભળવાથી મલ્હારરાવે શો બંદોબસ્ત કર્યો ? (૬૧) મલ્હારરાવને શા વાસ્તે નજર કેદ કરવામાં આવ્યા અને કયાં ? અને ત્યાર પછી શો ઠ-રાવ શી રીતે થયો તે વિગતવાર કહી જાવ ? (૬૨) તા. ૨૮ એપ્રિલ સને ૧૮૭૫ ને રોજે વડોદરામાં કજીઆ શાથી કયા લોકોએ કર્યા? અને છેવટ શું થયું? (૬૩) શિયાજીરાવ મહારાજને કયારે ગાદી આપી? અને તેમનું નામ તે અ-ગાઉ શું હતું? (૬૪) મહારાજાએ કેળવણી લીધી ત્યાંસુધી રાજ્યકારભાર કોણે ચલાવ્યો?(૬૫) મહારાજાએ સ્વતંત્રપણે કુલ અખત્યાર કયારે ધારણ કર્યો અને ત્યારથી દિવાનનું કામ કોણ ચલાવે છે.



# पुरवणी नंबर १ लो.



## प्रकरण ८ मुं.

૧. દામાજી બાવાએ પોતાના ભાઈ ખંડેરાવને હિંમતે બહાદૂરનો ઈલિકાબ આપીને કડી પરગણાની જે જાગીર આપી હતી, તેના વંશમાં મલ્હારરાવ થયા. તેમની પાસે ફતેસિંગરાવ મહારાજે ગાયકવાડ સરકારના વડા ઘર સાથે રાજ્ય ધર્મ ચાલતો રાખવાનું તથા ચારસેં અસ્વારોની નોકરી લેવાનું અથવા નોકરીમાં અસ્વારો ન આપે તો દર વરસે તે બદલ રૂ૧,૨૦,૦૦૦ આપવાનું કબૂલ કરાવી તેના બાપનો હિંમતે બહાદૂરનો કિતાબ તેને ધારણ કરવા દીધો હતો. પણ ત્યાર પછી કેટલેક દિવસે પોતે ગાયકવાડ સરકારને ન ગણતાં સ્વતંત્રપણે કારભાર ચલાવવા લાગ્યો.

૨. પ્રધાન રાવજી આપાજીએ ચઢેલી ખંડણી માગી તેથી તથા કાનોજીરાવનું અપમાન અયોગ્યરીતે થએલું ઈત્યાદિક બીજાં ખોટાં કારણો બતાવી પોતે ખંડણી આપવાને ના પાડી, ને કહ્યું કે લઢવું હોય તો હું તૈયાર છું. તે ઉપરથી તેણે કેટલીક ફોજ એકઠી કરી વિશનગર તથા વિજાપૂરના કિલ્લા જોરાવરીથી લેઈ લીધા, એવા સમાચાર સરકારે સાંભળ્યા. તેથી બાબાજી આપાજીને કેટલીક ફોજ આપી મોકલ્યો. તે અમદાવાદ આગળ શાહીબાગ પાસે છાવણી નાંખી પડેલો હતો,ને તેની એક ટૂકડી કાળીકાકોટ આગળ પડી હતી. તેમજ મલ્હારરાવે પણ પોતાના તરફ તેની ફોજનો કેટલોક ભાગ રાખી બાકીની હનુમંતરાવને આપી કલોલ આગળ છાવણી નાંખવાને મોકલ્યો હતો. એ બંને પક્ષવાળાઓની નાની નાની ત્રણવાર લઢાઈઓ થઈ તેમાં મલ્હારરાવની જીત થઈ હતી. એવી હાલતમાં છતાં

કાનોજીરાવની તરફથી ગજરાબાઈના કામદારે બ્રિટિશ સરકારની મદદ માગી. કારણ કે મલ્હારરાવ એ કાનોજીરાવના પક્ષમાં હતો. તેમજ આનંદરાવ ગાયકવાડ વતી રાવજી આપાજી પ્રધાને પાછલા ચોથા પ્રકરણમાં લખ્યા પ્રમાણે માગી હતી. એ બંને પક્ષકારો વિષે મિ. ડંકન સાહેબે, કેટલાંક કારણોથી પૂર્ણ વિચાર કર્યા પછી આનંદરાવ ગાયકવાડને આશ્રો આપવો કબૂલ કરી મેજર વાકર સાહેબને ચારસેં યુરોપિયન સહિત બે હજાર માણસોની ફોજ આપી ગુજરાતમાં જવાને હુકમ આપ્યો. એ સરકારે આગળ ડગલું ભર્યું ન હોત તો જેમ હોલકર અને સિંધિયા સરકારના રાજ્યોની જેવી વલે થઈ તેમ ગાયકવાડ સરકારના વડોદરાના રાજ્યની પણ તેવીજ થાત. પણ તે કામ એકદમ આગળ વધીને એવા નિયમપર આવી ગયું કે તે નિયમ ગુજરાતના સર્વ રાજ્યોનો આગળ ઉપર થવાનો જે સંબંધ, તેનો આધાર થઈ પડ્યો.

૩. સુરતથી બીજી ફેબ્રુવારીએ નીકળેલી ફોજ ખંભાતને બારે ઉતરી. તે આગળ ( સને ૧૭૭૫ માં ) કર્નલ કિટિંગના તાબાની ફોજ જે બુદ્ધી જગોમાં પડી હતી તે જગોએ આવી પડી, અને તેમના ઉપરી અધિકારીને ઉતરવા માટે એક વાડી માહેલો બંગલો આપ્યો. તેવામાં બાબાજી અને મલ્હારરાવની ફોજ વચ્ચે અનિર્ણિત અને અવ્યવસ્થિત નાની નાની લડાઈઓ થવા લાગી, અને તે સાથે માલ વિનાનાં કહેણ પણ ચાલવા લાગ્યાં. મલ્હારરાવનું લશ્કર બધું મળી પંદર હજાર હતું. એ લશ્કરમાં શિવારામ નામે એક સરદાર માત્ર દમવાળો હતો. તેની પાસે કવાયત શિખેલા એવું ફોગટનું ડોળ કરનારા સાતસેં હિંદુસ્તાની નોકરો હતા અને ત્રણસે કે ચારસેં મરેઠા સ્વાર હતા. એક પલટણ "ગોસાંઈની બાયડીનું લશ્કર" એવા નામથી ઓ-

ળખાતી હતી, તેનો ઉપરી પાર્કર નામે એક ઇંગ્રેજ હતો. બીજી એક બસેં માણસોની ટૂકડી હતી તેનો સરદાર એ-ક્જોફ્રિપ કરીને ફિરંગી હતો. તેણે પોતાની ટૂકડીમાં એક સરખો દેખાવ દેખાવાને મહેનત લીધી હતી. "તેઓ લાલ ડગલા પહેરતા હતા. સિવાય બાકીના બધાય પોતાને ગોઠે તેવો પોશાક પહેરતા અને ફાવે તેમ લડતા" એમ પાર્કર તેઓને માટે લખેછે. આ સેળભેળ લશ્કરમાં ઉપર લખ્યા તે સિવાય બાકી રહેલા સિંધી, પઠાણ, કાઠી અને કોળી હતા. તેમાં કાઠી અને કોળી લોક તો કવચ પહેરેલા અસ્વાર હતા. તેઓનો ઉપરી ભૂપતસિંહ હતો. એ સબસ નકારા નામથી પ્રસિદ્ધિ પામેલો બંકોડાનો ઠાકોર હતો તે હમણાં તો મલ્હારરાવની ટોળીનો બહુ નામીચો માણસ થઈ પડ્યો હતો. પણ પ્રથમ તો તેનો કટ્ટો શત્રૂ હતો, કાનોજીના રાજ્ય કારભારના વખતમાં કડીના જાગીરદાર ઉપર મોકલવાનું કહીને એ ઠાકોરને વડોદરે તેડાવ્યો હતો. પણ કાનોજીરાવ કેદ થયા, તે વખતે એને પણ કેદ કરવામાં આવ્યો હતો. પરંતુ તેને કાંઈક કારણસર રાવજીએ છોડી મૂકયો હતો.

૪. તારીખ ૨૨ મી ફેબ્રુવારી સને ૧૮૦૨ સુધીમાં બ્રિટિશ ફોજવાળાએ કાંઈ આગળ પગલાં ભર્યાં નહિ એટલી વારમાં મલ્હારરાવ આરબ કામદારો સાથે કાનોજીરાવને છોડી મૂકવામાં કપટ કાર્ય રમતો હતો. બાબાજી, અંગ્રેજ સરકારે ઢીલ કરી હતી તથા ખંભાતથી રેસિડેંટે એક પોતાના વકીલને મલ્હારરાવ તરફ મોકલ્યો હતો તેથી નિરાશ થઈ ગયો હતો. મલ્હારરાવે પોતાની ફોજના માણસોને હથિયાર છોડવાની ના પાડી, તેમજ વિશનગર અને બીજી જગાઓ જે તેણે લઈ લીધી હતી તે પણ આપી દેવાને ના પાડી. કંઈ પણ બંદોબસ્ત કરતા પહેલાં મલ્હારરાવની પાસે એ બને વાનાં કબૂલ કરાવ્યા સિવાય ચાલે એમ નહતું, તેથી

મિ. ડંકન જે આ વેળાએ ખંભાતમાં હતો તેણે બાબાજીની ફોજને જઇ મળવા સારૂ પોતાના લશ્કરને આજ્ઞા આપી. મલ્હારરાવને ખબર આપવામાં આવી કે મહારાજાનો જે મૂલક તમે ગેરવાજબી રીતે દબાવી પડ્યાછો તે છોડાવવા માટે અત્રેથી ફોજ રવાના કરવામાં આવીછે. તમે જો મૂ-લક પાછો આપવાને કબૂલ કરશો તો માત્ર સો માણસો લઈ મિ. ડંકન સાહેબને મળવા આવવાની રજા આપવામાં આવશે. એ વિના બીજા કોઇ પણ ઠરાવની તમારે આશા રાખવી નહિ. મેજર વાકર સાહેબ તા ૨૩ મી માહે ફે-બ્રુવારીને દિવસે નીકળ્યા તે માર્ચ મહિનાની તારીખ ૪ થી એ અમદાવાદ પહોંચ્યા. ત્યાંથી બીજે દિવસે અડાલજ ગયા, ત્યાં સુધી મલ્હારરાવ સલાહનું કહેણ ચલાવતો હતો. પણ તે પ્રમાણે કરવાને તેની મરજી હોય એવી ખાત્રીપૂર્વક સાબિતી ન થવાથી તે પોતાના ભારે સરસામાન તથા માંદાં માણસોને મૂકીને કડી તરફ રવાના થયો. તે તારીખ ૧૦ મી માર્ચ સને ૧૮૦૨ ને રોજ બ્રિટિશ ફોજ સહિત કડી મહાલમાં પેઠો. તેના સાથે ગાયકવાડી ફોજ પણ હતી કે જેને તેણે પછવાડે રહેવા દીધી હતી. જો એમ કર્યું ન હોત તો તેની અવ્યવસ્થિત રીતને લીધે વાંકમાં આવી જાત. મેજર વાકર સાહેબ જે ઠેકાણે છાવણી નાંખી પડેલો હતો તે ઠેકાણે તેની મુલાકાત લેવાને મલ્હારરાવે પોતાની મરજી જણાવી હતી. તે પ્રમાણે મુલાકાત તો થઈ ખરી પણ તે વખતની સર્વ હકીકત ઉપર નજર રાખતાં સલાહ શાંતિથી તકરાર પતી જાય એવું મેજર વાકર સાહેબને દીસ્યું નહિ. કારણ કે મલ્હારરાવના મનમાં અવિશ્વાસ અને દગો હતો, એ વાત તે મુલાકાતની વેળાએ હથિઆરે સજેલા ઘણાજ માણસો લેઈ ગયો હતો તે ઉપરથી સિદ્ધ થાય છે. ઘોડે સ્વાર અને પાયદળ થઇને બે હજાર કરતાં પણ વધારે

માણસ રાખ્યાં હતાં, અને વળી તોપો પણ ત્રણ હતી. છાવણીથી બે માઇલના અંતરે મુલાકાત લેવાને માટે જે ચંદરવો બાંધવામાં આવ્યો હતો ત્યાં આગળ આવવાને પણ ના કહી. પરંતુ બીજા દિવસની સાંજરે મેજર વાકર સાહેબને કેટલાંક કારણ બતાવીને તે તેને મળ્યો. તેણે પોતાની નવી ફોજ કાઢી મૂકવાની તથા બ્રિટિશ સરકાર કહે તે સર્વ વાત કબૂલ કરવાની પોતાની મરજી જણાવી, પણ એવી રીતે કે પોતાની પોગ્તા સચવાય એટલા માટે તેના કોઈ વિશ્વાસુ વકીલોની મારફતે ખાનગી રીતે કરાર કરવાને ઇચ્છા જણાવી હતી. તે પ્રમાણે મેજર વાકર સાહેબે તેનું કહેણ કબૂલ કર્યું. તે પછી મેજર વાકર સાહેબે તેની પાસે એવી માગણી કરીકે મહારાજનો મૂલક જે તમે જીતી લીધોછે તે તેમને પાછો આપવો, ગાયકવાડની પ્રજામાંના જેઓને કેદ પકડવામાં આવ્યાછે, તેમને છોડી મૂકવા, તેમની પાસેથી લીધેલી રકમ તેમને પાછી આપવી, મહારાજની જે ખંડણી બાકી હોય તે આપવાને બ્યવસ્થા કરવી. લઢાઇનો ખર્ચ આપવો અને હવે પછી સારી ચાલથી ચાલવા માટે જામીન આપવા. એ રીતે સર્વ પ્રકારે મહારાજનું મન મનવવું. વળી તેમજ તેણે પોતાની નવી ફોજને રજા આપવી, હમેશાં રહેતી હોય તેટલીજ ફોજ કડીના કિલ્લામાં રાખવી, અને તેના નિષ્કપટપણાની મેજર વાકર સાહેબને ખાત્રી થાય ત્યાં સુધી કડીની પાસે છાવણી કરી બ્રિટિશ લશ્કર રહે તે પણ માગ્યું હતું.

૫. પરંતુ આગળ લખ્યાપ્રમાણે માલમ પડવાથી બ્રિટિશ ફોજને એકદમ કલોલ જવાનો ઠરાવ થયો, અને ગાયકવાડી ફોજને પાછળથી આવવાનું ઠરાવ્યું હતું. મેજર વાકર તા. ૧૫ મીએ કલોલ આવ્યા ત્યારે ત્યાં કોઇ જોવામાં આવ્યું નહિ, તેમજ મલ્હારરાવના કાંઇપણ સમાચાર જણાયા નહિ. ત્યાંથી તા. ૧૬મીએ કડીથી આશરે ત્રણ માઇલને

છેટે ખુડાસણ નામે એક ગામ હતું ત્યાં ગયા. જ્યારે તેને બ્રિટિશ ફોજ આવી મળી ત્યારે મલ્હારરાવના કેટલાક ઘોડે સ્વાર જોવામાં આવ્યા. તે કંઇપણ દુશ્મનાવટ બતાવ્યા વિના તરતજ જતા રહ્યા. પછી કડી પાસે એક ઊંચી જગો હતી તેનો કબજો લેઇને છેક ઉંચા ભાગ ઉપર એક તોપ તથા એક ટૂકડી રાખી. આવી ઉંચી જગો કબજામાં આવી તેથી આખા કડી ગામનો દેખાવ, મલ્હારરાવની છાવણી, તેની ફોજ ચાલમેલ કરતી તથા મેદાન ઉપર વિખરાઇ જતી તે તમામ મેજર વાકર સાહેબના જોવામાં આવતું હતું. કડીનો કિલ્લો નાનો અને વાંકોચૂકો હતો. તેને ચાર દરવાજા હતા, તેમાં એક ફતેહ નામે દરવાજો હતો. તે દરવાજા આગળ માત્ર એક મોરચો બાંધ્યો હતો ને તેના ઉપર એક તોપ ચઢાવી દીધી હતી. મલ્હારરાવના રહેવાના કિલ્લામાં એક જગો હતી તે વેગળેથી દેખાતી હતી, પણ તેમાંનો એક મોટો બુરજ તથા ખુલ્લી અગાસી એ મુખ્યત્વે કરીને જણાઇ આવતાં હતાં. તેના ઉપરથી આસપાસના પ્રદેશ નજરતળે ચઢી શકે એમ હતું. શુમારે બપોરની વખતે મલ્હારરાવની પાસેથી કાગળ લઇ માણસો આવ્યા. તે કાગળમાં એટલી બધી નમ્રતા બતાવી હતી કે કપટ કાર્ય ઢાંકવાનું એક સાધન ઉભું કરવામાં આવ્યું છે એવું મેજર વાકર સાહેબના મનમાં આવ્યું નહિ તેજ વખતે તે કાગળોના ઉતર એલચી સુંદરજી અને કેપટન વિલિયમ્સ સાથે લખી મોકલ્યા. તેઓને ગયાને તો વિશ મિનિટ પુરી થઈ નહિ અને તેની ફોજની છાવણી આગળ પહોંચ્યાએ નહિ એટલામાંતો તેઓને કેદ કરી લીધા ને તોપોનો મારો બ્રિટિશ ફોજ ઉપર ચલાવ્યો. મેજર વાકર સાહેબે ગાયકવાડી સરદારો સાથે થોડીક મસલત કર્યા પછી તેઓને કામ નિમી આપ્યાં ને તેમની સાથે એવો ઠરાવ કરી રાખ્યો કે ફોજે એકદમ ધસારો કરીને શત્રુની ફોજ ઉપર હલ્લાં કરવી. મીરકમાલુદ્દીન પાસે

લગભગ એક હજાર ઘોડું હતું તે સહિત બ્રિટિશ ફોજની જમણી બાજુએ રહ્યો અને બાબાજીરાવ, પાયદળ, થોડા ઘોડેસ્વાર અને થોડા ગોલંદાજ લઇને તેની ડાબી બાજુએ રહ્યો.

૬. એ રીતે ફોજની ગોઠવણ થયા પછી શુમારે અઢી કલાકે પલટણ હારબંધ સંગાતે ચાર તોપો સહિત ધીરે પણ સરસ બંદોબસ્તથી ચાલવા લાગી, અને શત્રુની ફોજને જઈ મળવાને તેની જમણી બાજુએ નમી. જેમ જેમ બ્રિટિશ ફોજ આગળ ચાલવા માંડી તેમ તેમ શત્રુની તોપોનો મારો વધારે ચાલવા લાગ્યો. નઠારા ભાગ્યે કરીને શત્રુએ એવી જગો પસંદ કરી હતી કે ત્યાંથી મારની અસર ઘણી થતી હતી, તોપણ આશરે પાંચ વાગતાં તેની ફોજથી શુમારે અર્ધા માઇલને છેટે મેજર વાકર સાહેબ આવી પહોચ્યો. ત્યાં આગળથી શત્રુની ફોજ તમામ દેખાતી હતી. તેણે હલ્લો કરવાનો વિચાર જે પ્રમાણે અગાઉથી કરી રાખ્યો હતો તે પ્રમાણે કરવાને તૈયારીમાં હતો એટલામાં તો એવી ખબર જાણવામાં આવી કે બાબાજીની ટૂકડી છાવણીથી જરા આગળ ચાલીછે અને તેના આરબ લોકો બ્રિટિશ ફોજની પછવાડે જવાને આનાકાની કરેછે. તેમજ મીરફ્રમાલુદ્દીનને જે બાજુએ રહેવાને ઠરાવ્યું હતું તે બાજુએ થોડીકવાર સુધી રહ્યા પછી શત્રુના ચઢીઆતા ઘોડેસ્વાર આગળ ટકી શકાયું નહીં, તેથી તે પછવાડે પડી ગયું, ગાયકવાડી ફોજનો અસર કરે એવો આશરો મળ્યા વિના ધારેલા વિચાર પ્રમાણે કરવાનું મેજર વાકર સાહેબને ઘણું જોખમ ભરેલું લાગવાથી તેને તે વિચાર માંડી વાળવા બાબતની અગત્ય પડી. કેમકે જેમ જેમ તેની તરફ ચાલતો હતો તેમ તેમ શત્રુના મારાથી વધારે દૂર જઈ શકતો હતો અને તેના ઘોડેસ્વાર જે ઉંચી જગોએ હતા તે જગોએ તેને જઈ પહોંચવાનું બની આવ્યું હતું. આ કારણે અંધારું થતાં

સુધી ફોજ રહી હતી. આવી રીતે ગડબડ થવાથી શત્રુને નુકશાન થયું હતું. તેમજ બ્રિટિશ ફોજને પણ ભારે નુકશાન થયું હતું. કારણ કે એંશીમી પલટણનો લેફ્ટેનન્ટ ક્રિગ અને મ્યાકડોનલ્ડ તથા લોવેલ નામના બે કેપ્ટનો માર્યા ગયા હતા. મરાએલા તથા ઘાયલ થએલા એ સર્વ મળી ૨૪૬ માણસ હતા, તેમાં ૨૫ યુરોપિયન હતા. મેજર વાકર સાહેબને પોતાની પાસે જે ફોજ હતી તેનાથી તાબ-ડતોબ અને ઓચિંતો હલ્લો કરીને લડાઇનો અંત આણી શકાય એમ લાગ્યું નહીં. માટે મરેઠાની રીતપ્રમાણે કરવાને તેણે નિશ્ચય કર્યો, ને બાબાજીની સલાહ લીધી પછી મોરચો બાંધીને જેમ કિલ્લો બાંધેલું શહેર હોય તેમ શત્રુની છાવણી ઉપર તેણે જવાને કબૂલ કર્યું. એ વખતે ખંભાત-મા મિ. ડંકને તથા કૌંસિલના બીજા અધિકારિયોએ બની શકે તેટલી ફોજ એકઠી કરીને મોકલવાનો પ્રયત્ન કરવા માંડ્યો હતો, તેમજ મુંબાઇથી જે ફોજ મોકલવાને ઠરી હતી તે રવાને થવાને વહાણ ઉપર ચઢી. આ વેળાએ ગોઘ-વામાં બ્રિટિશ કમાન્ડિંગ કર્નલ સર વિલિયમ કલાર્ક નામે હતો, તેને પણ હુકમ કરવામાં આવ્યો હતો કે તમારા તાબાનું યુરોપિયન લશ્કર અને દેશી પાયદળની પલટણ લ-ઇને કડી આગળ બ્રિટિશ ફોજને જઇ મળવું.

૭. કેટલીકવાર સુધી કડી આગળ બેતાલ લડાઇઓ થઇ તેમાં સામાવાળા મેજર વાકરના લશ્કર ઉપર નજર રાખી ગાયકવાડી ફોજના સરદારો ઉપર મુખ્યત્વે કરીને દુશ્મનાંવટ જણાવતા હતા. આણી તરફ મેજર વાકર સાહેબના જા-ણવામાં આવ્યું કે આપડી પાસે જોઇએ એટલો દારૂ ગોળો નથી તેમજ બાબાજીની ફોજનું તોપખાનું કામે લાગે એવું નથી. વળી તેનું લશ્કર જો કે ખરેખરૂં નાહિંમતવાન નથી, પ્રમાણિકપણા વિનાનું નથી તોપણ જેવી રીતે મલ્હારરાવની ફોજમાં વગર કવાયત શિખેલા પણ પઠાણ, ગોસાંઇ અને

કોળીઓ જેઓ શૂરવિર છે, અને તેમનામાં હાંસ છે, તે-
વી એમના મનમાં હોય એમ લાગતું નથી. તે ઉપરથી તેણે
વિચાર્યું કે ગાયકવાડની ફોજની મદદ વિના હલ્લો કરવાનું કામ
પાર ઉતારી શકાય એમ નથી. માટે બહેતર છે કે તેમ ન-
હીં કરતાં પોતાનું રક્ષણ કરી બેસી રહેવું. વળી તેજ વેળાએ
મેજર વાકર સાહેબ અને મલ્હારરાવ વચ્ચે સલાહનાં કહે-
ણ ચાલતાં હતાં. તેથી પ્રથમ મેજર વાકર સાહેબે કેપ્ટન
વિલિયમ્સને કેદખાનાના દુઃખમાંથી મોકળો કરવાને દરખા-
સ્ત કરી. પણ મલ્હારરાવે પોતાની ભણીની બહુ માગણી
કરવા માંડી તેથી તે વાત પડતી મૂકી.

૮. સર વિલિયમ કલાર્ક પોતાની ફોજ સહિત તારીખ
૧૨મી એપ્રિલને રોજ ખંભાતને બંદરે ઉતર્યો. તેણે પ્રથમ
એવો મનસૂબો કર્યો હતો કે જેવી ફોજ ઉતરે તેવીજ એક-
દમ રવાના કરવી. પણ તેમનો અટકાવ કરવાને અંકોડાનો
ઠાકોર ભૂપતસિંહ એક હજાર અસ્વાર લઈ વાટ જોઈ રહ્યો
હતો. તે ઉપરથી તેનાથી થતાં નુકશાનમાં નહીં આવી પ-
ડવાને માટે થોભવા વાજબી વિચાર્યું હતું. ત્યાર પછી કેટલેક
દિવસે સર વિલિયમ કલાર્ક પોતાની બધી ફોજ લઈ ચાલી
નિકળ્યો. તે તારીખ ૨૪મી એપ્રિલે બુડાસણ આગળ મે-
જર વાકર સાહેબને મળ્યો. તે વેળાએ ગાયકવાડનું લશ્કર
બાદ કરતાં બ્રિટિશ લશ્કરમાં પાંચ હજાર માણસ થયું
હતું. તેમાં બે હજાર કરતાં પણ વધારે યુરોપિયન હતા.

૯. મલ્હારરાવના દરબારમાં બધા સરદારો એકઠા મળી
મસલત કરતા હતા તેવામાં સર વિલિયમ કલાર્કના આવી
પહોંચવાના સમાચાર જાણવામાં આવ્યા, તે વેળાએ શિ-
વારામ, ભૂપતસિંહ અને પઠાણોના સરદાર બોલી ઉઠ્યા કે
બરમેળે કજીઓ પતાવી દેવો નહીં. પણ મુકુંદરાવ ગાયક-
વાડે તેઓને ઠપકો દેવા માંડ્યો અને કહ્યું કે તમારે લીધે

અમે પણ સંકટમાં આવી પડીશું એવો દોષ તેમને માથે મૂક્યો. ટોળી માંહેલા બીજા જે આગેવાન હતા તેઓ ચિંતાતુર થઈ એક બીજાની સામું જોવા લાગ્યા, અને મલ્હારરાવ પણ ડર પામી ગભરાઈ બોલવા લાગ્યો કે કોણ જાણે શા કારણને લીધે આપણું ધરપેટે જે કહેણ ચાલતું હતું, તેનો કશોએ ઉત્તર સામાવાળાઓએ વાળ્યો નહીં, તેથી પોતાના મનમાં ધાર્યું કે જેમ બનવા કાળ હશે તેમ બનશે. પછી પોતાના શહેર ઉપર હલ્લો કરતા પહેલાં પોતાની તમામ ફોજને મોરચા બાંધી ઉભી રાખવામાં આવી હતી. તે વિજેરી નાંખવાની અગત્ય સર વિલિયમ કલાર્કને લાગી. જમણી બાજુએ પોતાના રક્ષણ માટે એક યુરોપિયન સરદારના હાથ નીચે જે બળવાન લશ્કર મૂક્યું હતું કે જેમાં તોપખાનું, ઘોડેસ્વાર અને બારસેં અથવા ચૌદસેં પઠાણોની પલટણ હતી તેના ઉપર હલ્લો કરવા માટે તારીખ ૩૦મી એપ્રિલને દિવસે ઈંગ્લાંડના રાજાની ૭૫મી પલટણ મુખ્ય ઠરાવી હતી, અને તેની એક બાજુએ ૮૪મી પલટણમાંના બાકી રહેલા માણસોને ચાર તોપો સહિત રાખવામાં આવ્યા હતા.

૧૦. એ પ્રમાણે તમામ લશ્કર લેફટેનન્ટ કર્નલ વુડિંગટનના હુકમ નીચે તૈયાર થયું હતું. એ રીતે તૈયાર થએલા લશ્કર સહિત વુડિંગટન કોઈને દેખા ન દેતાં પરોઢીયું થતાં તોપખાનાની લગભગ આવી પહોંચ્યો. કે તરતજ બાયોનેટ ચલાવી શહેર સ્વાધિન કરી લીધું, એમાં જેટલી તોપો પોતાના હાથમાં આવી તેમાંથી કેટલીક તેજ ક્ષણે શત્રુના સામી ઓઢવી દીધી, અને બ્રિટિશ ફોજ જેમ જેમ પોતાને લાભ થતો જાય તેમ તેમ જુસ્સાથી લડવા માંડી. એ પ્રમાણે અગિયાર વાગતા પહેલાં મોરચાનો આખો ભાગ જે કહીનાં મોખરા આગળ હતો, તે પોતાને સ્વાધિન કરી લેઈ જે ફોજ શત્રુનું રક્ષણ કરતી હતી, તેમાં ઝંપાણ પાડીને આ-

અવસ્થા કરી નાખી, આ પ્રમાણે જય પ્રાપ્ત કરી લેવામાં ઘણું નુકશાન થયું તો ન હોત પણ શત્રુના લશ્કરમાં દારૂનો એક કંડીઆ પકડાયો, તે દૈવથી સળગી ઉડ્યો તેથીજ કરીને ઘણું નુકશાન થયું હતું તે નીચે પ્રમાણે.

**ઘાયલ થએલા તથા મરાએલાની વિગત.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| યુરોપિયન | મરાયા | ૨૨ તથા | ઘાયલ થયા | ૮૨ | ૧૬૨ |
| દેશી | ,, | ૬ તથા | ,, | ૫૨ | |

**અધિકારિયો મરાયાની વીગત.**

લેફટેનન્ટ ફ્રાન્સીસ ઇવિ રાજાની ૮૪ મી પલટણનો
,, ડેવિડ પ્રેસ ,, ૮૫ મી ,,

**અધિકારિયો ઘાયલ થયાની વિગત.**

લેફટેનન્ટ હેનરીપાલચર પહેલી અથવા ઊંચા કદની ટૂકડીનો, લેફટેનન્ટ હેનરી રૂમ છઠ્ઠી પલટણની પહેલી ટુકડીનો.

૧૧. ઉપર લખ્યા પ્રમાણે જય મેળવ્યા પછી મલ્હારરાવની છાવણી ઉપર લૂટ કરી. તેમજ કડી પાસેનું કુડેલ નામે ગામ લૂટી બાળી નાંખ્યું. તેની જે ફોજ શહેરના દરવાજા આગળ દોડી આવી તેને અંદર પેસવા દીધી નહિ ને વેરાઈ જવાનો હુકમ આપવામાં આવ્યો. તે ફરીને પાછી કડીથી સામીબાજુએ કેટલીકવારસુધી એકઠીથઈ ઉભી રહી પણ તરત તે ઉલટી ભારે ગરબડમાં આવી પડી. મલ્હારરાવને ડર બતાવવામાં આવ્યો એટલે કેપ્ટન વિલિયમ્સને છોડી મૂક્યો તે ઓફિસર સુંદરજીને સાથે લેઇને સાંજની વેળાએ બ્રિટિશ છાવણીમાં આવ્યો. બાબાજીરાવે આ જયના સર્વ સમાચાર પોતાના ભાઇને લખી મોકલ્યા. તેમાં તે બ્રિટિશ ફોજનું શૂરવિરપણું જોઇને બહુ રાજી થયો અને તેથી કરીને હવે તેને તથા તેના ભાઇને અને બીજામિત્રોને લાભ થવાનો અવસર આવ્યો હતો તે પણ લખી જણાવ્યું હતું. તેણે લખ્યું કે "ઇંગ્રેજો જે રીતે લડ્યા તે રીત જોઇને,

બાબા સાહેબ! હું બહુ આશ્ચર્ય પામ્યો. એમના જેવું જગતમાં બીજું કોઈ લઢી શકે એવું હોય એમ મને લાગતું નથી. ઘડીમાં તેમણે પોતાના ધાર્યા પ્રમાણે કર્યું, અને શ્રિમંત સરકારના ભાગ્યે કરી કડી બેદિવસમાં આપડા હાથમાં આવશે. કડેલથી કડી અરધો કોશ થાયછે. ઈંગ્રેજી ટૂકડી બાધની લગભગછે. ઈંગ્રેજ સરકારને અહીં આણવાથી જે પરિણામો થશે તેથી તમારૂં બહુ ડહાપણ ચલાવેલું જણાશે, અને તેમના શૂરવિરપણાએ કરીને તેમની પ્રતિષ્ઠા તથા પ્રીતિ તમારા શત્રુઓને વિશેષ લાગશે એટલુંજ નહિ પણ આખા જગતને લાગશે. હવે આપણે ચિંતા કરવી મટી ગઈ. કેમકે હવે આપણી નજરમાં આવશે તેમ કરવાને આપણને કંઈ હરકત નહિ થાય.''

૧૨. મલ્હારરાવે વિલિયમ કેપ્ટન અને સુંદરજીને છોડી મૂક્યા, તેથી સર વિલિયમ કલાર્કે કંઈ કહાવી મોકલ્યું હતું તે ઉપરથી તેણે લઢાઇને બીજે દિવસે કહેવરાવ્યું કે હું બ્રિટિશ સરકારને શરણ થઇશ. પછી તેની મરજી જણાયા પ્રમાણે બ્રિટિશ છાવણીમાં તેડી લાવવાને એક ટૂકડી દરવાજા આગળ મોકલવામાં આવી. તે દરવાજા આગળ પાલખીમાં બેઠો હતો. ત્યાં તેના લોકોએ તેને નહીં જવા માટે ઘણું સમજાવ્યો અને અટકાવ્યો. તેથી કિલ્લો તોડી પાડવાને તોપોનો મારો ચલાવ્યો, અને કામ ઘણું આગળ વધ્યું તે ઉપરથી તારીખ ૩જી મેને દિવસે મલ્હારરાવ માત્ર પોતે અને પોતાના કુટુંબના બચાવની શરતે શરણ થયો. ત્યાર પછી બે દિવસે કડીનો કિલ્લો શત્રુએ ખાલી કર્યો. તેમાં બ્રિટિશ અને ગાયકવાડની ફોજે પ્રવેશ કરવાથી તેઓના એકઠા વાવટા ઉડવા લાગ્યા. તે કિલ્લામાંથી નાની મોટી ૩૭ તોપો, કેટલાક

હાથી, ઘોડા, ઊંટ અને ઘણુંક દારૂખાનું તથા સરસામાન તેમને હાથ લાગ્યો.

૧૩. ઉપર લખ્યા પ્રમાણે શરણ થયા પછી મલ્હારરાવે મુંબાઈ ગવરનર સાહેબને કોલ તરીકે પત્ર લખી મોકલ્યો, પછી મહારાજા આનંદરાવ ગાયકવાડને જે લખેલો પત્ર તેના કોલકરારમાંથી નકલ કરી લીધોછે તે નીચે પ્રમાણે.

સલામ બાદ તમારૂં લહેણું મારી પાસે નીકળતું હતું અને આપણા બંને વચ્ચે બાહિધરીઓ હતી તથાપિ મેં વાંધો ઊઠાવ્યો અને લશ્કર રાખી વિશનગરનો કિલ્લો લઈ તમારા રાજ્યમાં ફિતૂર કર્યું તેથી બાબાજી આપાજી જોડે લઢાઇ થઈ.

આથી કરીને તમે ઇંગ્રેજ બહાદૂરની કુમક સુધાં નામદાર જોનાથન ડંકન બહાદૂરે વચ્ચે પડી સલાહ સંપથી સમજુતી કરવાનું સમજાવ્યું પણ મેં તેની દરકાર કરી નહીં. તે ઉપરથી અંગ્રેજ લોકોએ તમને કુમક આપવાનું કબૂલ કર્યું. તે પ્રમાણે આવીને કડીનો કિલ્લો તથા મારા તાબાનો બધો મૂલક લઈ લીધો અને તમારી સરકારને સ્વાધિન કર્યો, અને મારા વાસ્તે નડિયાદ પરગણામાંથી દર વરસે સવા લાખ રૂપીઆની નિમણોક બાંધી આપીછે અને આપ મહારાજાની મેહેરબાનીથી મને જે મળ્યું છે તે કબૂલ કરીશ અને મારો છોકરો કુટુંબ અને ભાઇઓ તમારીસાથે સલાહ સંપથી ચાલશે. મારી ચાલ વિષે ગવરનર સાહેબે ખાત્રી કરી આપીછે અને એઓ સાહેબે સમજાવ્યુંછે તે પ્રમાણે અમે સારી ચાલથી ચાલીશું અને તેમાં ફરક પડશે નહીં. મારા કુટુંબના પોષણ માટે મને જાગીર આપીછે. મારી આગલી જગો બાબત દાવો રહ્યો નથી. પણ મારો સનંદ પ્રમાણે જો

હું સારી સલુકાઇથી ચાલું તો ગવરનર સાહેબનાં હુકમ મુજબ સરકાર તરફથી મારી જેદાદ વધારી આપશો.

તારીખ ૨૭ મી સફર તારીખ ૩ જી જુન સને ૧૮૦૨

મેજર વાકરે તથા મીર કમાલુદ્દીન હુશેનખાન અંગ્રેજી ઇસ્ટ ઇંડિયા કંપની તરફથી આ લેખ માટે બાંહેધરીદાર અથવા જામીન થયા છે.

સહી મીરકમાલુદ્દીન હુસેનખાન જામીન માફક
"મેજર વાકરે જામીન માફક."

૧૪. ઉપર લખ્યા મુજબ પત્ર આવ્યા પછી મહારાજાએ સરકાર તરફથી નડિયાદ પરગણામાંથી સવાલાખ રૂપીઆની જાગીર ખર્ચ અને કુટુંબના પોષણ માટે કાઢી આપેલી એ કામ માટે ગામોના વહીવટના ઠરાવ બાંધ્યા તેની વિગત:

૧ લો—નડીઆદ પરગણામાં વેઠ, વેરો, બાની બાંદરી અથવા બીજા કોઇપણ પદાર્થ ઉપર નવો કર બેસાડાશે નહીં.

૨ જો—તે પરગણામાં સિરસ્તો ચાલેછે તે પ્રમાણે ઘાસ વિગેરે બંદોબસ્ત કાયમ તમારે રાખવો પડશે.

૩ જો—કોળી લોકો અથવા મહેવાસીઓ તરફથી કાંઇ જોર જાલમ થવામાં આવે અને તે તમારાથી દુ:ખ મટાડાય નહીં તો તમે મંગાવશો તે માફક લશ્કર મોકલવામાં આવશે તેથી તે દુ:ખનો નિકાલ થઇ જશે.

૪ થો—કડીમાં તમારાં સગાં વહાલાં, દોસ્તો હશે તેમને હરકત હેલો થનાર નથી પણ તેઓએ સારી સલુકાઇથી ચાલવું પડશે.

૫ મો—લખતમાંના ઠરાવ પ્રમાણે,પરગણામાંથી તમારા રૂ૧૨૫૦૦૦ તમારે લેતા જવા.

૬ ઠો—પરગણા ઉપર કાંઈ આફત, કજા, અથવા નુકશાન આવી પડશે તો તેના હિસાબ જોયા ઉપર છૂટ મૂકી તે બાબત મજરે આપવામાં આવશે.

ઉપર લખેલી છ સરતો સરકારે કબૂલ રાખવી પડશે અને તેના માટે નામદાર ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિયા કંપની તરફના મેજર વાકર તથા કમાલુદ્દીન હુશેનખાન બહાદૂરને મધ્યસ્થ તથા ખોળાધર ઠરાવ્યાછે.

તારીખ ૭મી સફર એટલે તા.૨ જુન સને ૧૮૦૨

દિવાન રાવબાની સહી (આનંદરાવની)

મહોર.

૧૫. કડી તૂટી કે તરતજ વડોદરામાં બ્રિટિશરાજની સત્તા વધી. અગાઉ માર્ચમહિનામાં મિ. ડંકન અને રાવજી વચ્ચે જે ઠરાવ થયો હતો તે પ્રમાણે ગાયકવાડ સરકારે ચોરાસી પરગણું અને સુરતની ચોથ તેમને આપી તે બ્રિટિશ ફોજના ખર્ચની જામીનગીરી પેટે સુરત અઠાવીશીમાંનો પોતાનો ભાગ આપ્યો.એક ગુપ્ત ઠરાવ થયો હતો.જેકે લઢાઇનો અંત આવતાં સુધી અમલમાં લાવવાને બંધ રાખવામાં આવ્યો હતો તે ઠરાવ એવો હતોકે બેહજાર દેશી પાયદળ, એક યુરોપિયન ગોલંદાજની ટૂકડી અને તેના પ્રમાણમાં જેટલા ખરચવા જોઇએ તેટલા રૂપીઆ આપવાનું હમેશાંનું કબૂલ કર્યું હતું.તેના ખરચને પેટે બંને પક્ષકારોને સુલભ પડે તે ભાગ ગાયકવાડના રાજ્યમાંથી ઇંગ્રેજ સરકારને આપવો ઠર્યો.તેમજ આરબોનું લશ્કર કાઢી નાંખવાનું ઠર્યું હતું. ગાયકવાડ સરકારને બ્રિટિશ સરકારે આશ્રો આપ્યો, તેના બદલામાં ખુશી થઇને આનંદરાવ ગાયકવાડે જુન મહિનાની ૪થી તારીખે સુરત અઠાવિશીમાંનું ચીખલી પ-

રગણું. આપ્યું.ત્યાર પછી બે દિવસે એક બીજો ઠરાવ થયો, તેમાં માર્ચ મહિનાના કોલકરાર અને ચીખલી પરગણું આપવાનો ઠરાવ રીત પ્રમાણે બહાલ રાખવામાં આવ્યો હતો તથા જે આરબોને ઓછા કરવાના છે તેમનો પગાર આપવાને બ્રિટિશ સરકારે ગાયકવાડને જે પૈસા ધીરવાં, તેને પેટે ગાયકવાડે વડોદરા, કોરલ, જનોડ, પેટલાદ, અને અમદાવાદનાં પરગણાં લખી આપવાં. તેજ દિવસે આનંદરાવ ગાયકવાડે એક ઠરાવ કરી આપેલો તે પ્રમાણે હવે પછી ગાયકવાડને મદદ આપવા સારૂ બ્રિટિશ સરકારે સહાયકારી ફોજ સંવત ૧૮૬૦ ઈ. સ. ૧૮૦૪ ની સાલથી રાખવી. તેના ખરચને સારૂ ગાયકવાડ સરકારે ધોળકા પરગણું આપવું ઠર્યું. પહેલા વરસમાં લશ્કરના ખરચના રૂપિયા સાત લાખ એંશી હજાર થયા, તેનો પણ એક દસ્તાવેજ થઈ તેને પેટે પચાસ હજાર રૂપિયાની નડિયાદ શહેરની જૈદાદ આપવામાં આવી તથા બાકીના રૂપિયા પૂરા કરવાને કડીની ઉપજ અને કાઠિયાવાડની સંવત૧૮૫૭-૫૮ અથવા ઈ. સ.૧૮૦૧-૨ ની મુલકગીરી જમા સોંપવામાં આવી. જુનની તારીખ ૭ મીએ મેજર વાકર સાહેબ વડોદરાના રેસિડેન્ટ ઠર્યા. તે વડોદરે જુલાઇની ૧૧મી તારીખે આવી પહોંચ્યા તે સમયે ગાયકવાડે તેનો ઘણો આદર સત્કાર કર્યો.

૧૯. પ્રધાન રાવજીના કહેવા ઉપરથી તેના ઘરના પાસે પરામાં એક વાડી હતી ત્યાં આગળ મેજર સાહેબને માટે તંબુ ઠોકાવ્યો અને ત્યાં બ્રિટિશ સરકારનો વાવટો ચઢ્યો. આનંદરાવની સામે એક બીજું બંડ થયું હતું, તે સમી ગયાના સમાચાર થોડા દિવસ અગાઉ મળ્યા હતા.તે એક

ગાયકવાડના કુટુંબનો સગો એક ગણુપતરાવ કરીને હતો તે. માજી મહારાજા ગોવિંદરાવના કરતાં પોતાનો વિશેષ હક્ક ધરાવીને સર્વ સત્તા લઈ લેવાને ઉભો થયો હતો, તોપણ ભલા સ્વભાવના મહારાજાએ તેને સંખેડાનો કિલ્લો અને તેનું નાનું પરગણું થોડે રૂપિયે ઇજારે આપ્યું હતું. તેના રૂપિયા આપવા બંધ કરી બેઠો હતો. મલ્હારરાવની સાથે મળી જઇને પોતે સ્વતંત્રપણે સ્થાપના કરવાને તૈયાર થયો હતો. પણ કડી જેર થયા પછી તે પોતાના કિલ્લામાં ભરાઈ બેઠો હતો. ત્યાં માત્ર બે તોપો હતી પણ બીજું રક્ષણ માટે બરાબર સાધન પોતાની પાસે નહીં હોવાથી ગાયકવાડનો હલ્લો સહન કરી શક્યો નહીં. એ ગણુપતરાવની સાથે મહારાજાના પિતાનો એક દાસી પુત્ર મોરારરાવ કરીને હતો. તે તેને મળી ગયો હતો. બ્રિટિશ ફોજની એક ટૂકડી કેપ્ટન બેથુનના ઉપરીપણા નીચે જઇને તરત ગાયકવાડની ફોજ સાથે મળી ગઈ હતી. એ બંને ફોજે જુલાઈ માસની તારીખ ૭ મીએ સંખેડું તાબે કર્યું. પણ તેમાં કિલ્લેદારોની ખાનગી મિલકત અને તેમના જીવ બચાવવાનો કોલકરાર થયો, પણ તે પહેલાંની રેત્રે ગણુપતરાવ અને મોરારરાવ થોડા માણુસો લઈ પગે ચાલતા નીકળી પડ્યા. તેઓ ગોવિંદરાવનો સાળો બાપુ પુવાર કરીને માળવામાં મોટો જાગીરદાર હતો તેના રક્ષણુ નીચે ધાર જઈ રહ્યા હતા.

૧૭. હવે ગાયકવાડની પ્રધાન ટોળીનું અને બ્રિટીશ રેસિડેન્ટનું મન કેટલાક મહિનાથી આરબોને કાઢી મૂકવાના કઠણુ કામ ઉપર લાગ્યું હતું. તેઓ એટલા બધા બળીઆ થઈ પડ્યા હતા કે રાજ્યના પ્રત્યેક કામકાજમાં પોતાનું માથું ઘાલતા હતા. એનું યથાસ્થિત વર્ણન આપવાની આ ઠેકાણે કંઈ જરૂર નથી. ટુંકામાં એટલુંજ કે બ્રિટિશ ફોજના

આશ્રય વિના તેમ થાય એમ નહોતું. છેવટ આરબોની જમાદારોને વડોદરાના કિલ્લામાં ઘેરી લીધા, અને કર્નલ વુડિંગટનના તાબાની ફોજના બળથી સને ૧૮૦૨ ના ડિસેંબર મહિનાની તારીખ ૨૫ મીએ તેઓએ વડોદરૂં છોડી જવાને કબૂલ કર્યું. કારણ કે તેઓના ચઢેલા પગાર વિગેરે તમામ કામનો નિવેડો કરી નાંખવામાં આવ્યો હતો.

૧૮. મલ્હારરાવ ગાયકવાડે ફરીને બંડ મચાવ્યું. સને ૧૮૦૩ના અકટોબર મહિનાના આરંભમાં બાબાજી આપાજી કાઠિયાવાડમાં મુલકગીરી કરવા નીકળ્યો હતો. તેના લશ્કરના ઘોડેસ્વારની એક ટૂકડીને મલ્હારરાવની સાથે સાવર કુંડલા આગળ એક લઢાઈ થઇ. તેમાં મલ્હારરાવના માણસો હાર્યા અને તેનો ખટલો લૂટાયો, એટલે તેણે ભાવનગર નાશી જઇને વખતસિંહ ગોહિલનો આશ્રય માગ્યો. પણ વખતસિંહનો વિચાર તેનો પક્ષ ખેંચવાનો નહિ હતો તેથી દ્વારકાં કે ભુજ હોડીમાં બેશીને નાશી જવા દીધો. પણ તેટલામાં બે ઇંગ્લિશ હોડીઓ આવી પહોંચી, ને તેના હોડીના ઉપર બે બાર કર્યાં, તેથી મલ્હારરાવને ફરીને કિનારે આવવું પડ્યું અને ભાવનગર ઉતર્યો. પણ રાવળે તેને આશ્રો આપવાની ના કહી એટલે ડરી જઇને એ તથા એનો છોકરો પોતાનાં નિશાન, નગારાં, હાથી ઘોડા છોડી દઈ નાઠા. તે શેત્રુંજય અથવા પાલીતાણાના ડુંગરે આવી પહોંચ્યા, ત્યાંસુધી કોઇ ઠેકાણે ઢાળો કર્યો નહિ. ત્યાં માત્ર એક ચાકર સહિત તે અને તેનો છોકરો ઘણા દહાડા લગી ઘણા ખરા ભૂખે મરતા રહ્યા એટલામાં પાસે વસનારા લોકોએ તેની બાતમી બાબાજીને આપી. તેથી તેઓને લઇ આવવાસારૂ એકસોસ્વારની એક ટૂકડી તેણે મોકલી. પેલા ત્રણ જણાઓ મરી જવાય એવી ભૂખની પીડા સહન કરતા હતા અને સર્વ આશાઓ તેઓં

એ કોરે મૂકી હતી. તેથી જે અસ્વાર જઈ પહોંચ્યા તેમની સાથે કંઈ પણ તકરાર નકરતાં તેઓ ગાયકવાડના સ્વારો સાથે આવવા કબૂલ થયા. તેઓને ગાયકવાડની છાવણીથી થોડે અંતરે આણ્યા એટલે તેમને લેવાને બાબાજીએ સામે સેના મોકલ્યા. આ કડીના બુદ્ધિમાન, લોભી, ઉડાઉ અને ભાગ્યહીણ જાગિરદારની ગુજરાતમાંના તેના છેલા દેખાવની વખતે તેની આવી સ્થિતિ થઈ. એ મહિનામાં તેને તેના છોકરા ખંડેરાવ સહિત બ્રિટિશ સરકારના તાબામાં કર્યો. પછી તેને મુંબાઈ લઈ જવામાં આવ્યો ને ત્યાં તે મરતા સુધી નજર કેદ રહ્યો.

૧૯. હવે બ્રિટિશસત્તા ગુજરાતમાં કેમ પ્રવેશ થઈ તે વિષેનું થોડું વૃત્તાંત તો ઉપર આપવામાં આવ્યું; પરંતુ હવે પછીની વૃદ્ધિ વિષે હું ટુંકામાં લખીશ. ઈ.સ.૧૮૦૫ના એપ્રિલ મહિનાની તારીખ ૨૧મીએ ગાયકવાડ સરકાર સાથે છેવટનો એક ઠરાવ થયો. તેમાં વધારો અને ફેરફાર કરવાને જે યોગ્ય જણાયું તે કરી ચોકસ ઠરાવ થયો. ગાયકવાડે પ્રથમ બે હજાર માણસોની ફોજ સહાયતા માટે રાખી હતી પણ હવે ત્રણ હજાર રાખવાને કબૂલ થયા, ને તે તેમનાં મૂલકમાં રહેવાને ઠરી. પરંતુ જ્યારે અગત્ય પડે ત્યારે તેને કામમાં લેવી એમ ઠર્યું. તેના ખરચને સારૂ અગિયાર લાખ સિત્તેર હજાર રૂપીઆની ઉપજનાં પરગણાં આપવાં ઠર્યાં. ચોરાસી, ચીખલી. સુરતની ચોથ અને ખેડાજીલાનાં પરગણાં તો બ્રિટિશ સરકારને આપેલાંજ હતાં. ગાયકવાડ સરકારને બ્રિટિશ સરકારનું દેવું હતું તેનાપેટામાં બીજાં પરગણાંની ઉપજ પણ જવા લાગી.

મહારાજા આનંદરાવ ગાયકવાડના વખતથી ઓનરેબલ

ઈસ્ટઈંડિયા કંપનીને જે આપવામાં આવ્યું હતું તેની યાદી ગંગાધર શાસ્ત્રીની વિગત પ્રમાણે કર્નલ વાકરના સન ૧૮૦૯ ના જાનેવારી મહિનાની તારીખ ૧ લીના રીપોર્ટ સાથે જોડવામાં આવી હતી તે નીચે પ્રમાણે.

| ઇનામ | ઉપજ રૂપિયા. |
|---|---|
| ખેડાજીલ્લાની ફોજદારીના | ૪૨,૦૦૦ |
| ચિખલી પરગણું | ૭૬,૦૦૦ |
| સુરત બંદરની ચોથ | ૫૦,૦૦૦ |
| ચોરાસી પરગણું | ૯૦,૦૦૦ |
| કુલ ઇનામ | ૨,૫૮,૦૦૦ |

| જેદાદ | ઉપજ રૂપિયા |
|---|---|
| નડિયાદ પરગણું | ૧,૭૫,૦૦૦ |
| ધોળકા પરગણું | ૪,૫૦,૦૦૦ |
| વિજાપૂર પરગણું | ૧,૩૦,૦૦૦ |
| માતર પરગણું | ૧,૩૦,૦૦૦ |
| મહુધા પરગણું | ૧,૧૦,૦૦૦ |
| કડી ટપ્પો | ૨૫,૦૦૦ |
| કિમ, કઠોદ્રાની જકાત | ૫૦,૦૦૦ |
| કાઠિયાવાડનીવાર્ષિક વરાત | ૧,૦૦,૦૦૦ |
| કુલ જેદાદ | ૧૧,૭૦,૦૦૦ |

૨૦. ગોવિંદરાવ મહારાજના વખતથી પેશવા અને વડોદરા સરકાર વચ્ચે કોઈ કોલકરાર થયો નથી. આબાસેલુકરનું બંડ બેસાડી દીધા પછી પેસવા પાસેથી ગાયકવાડ સરકારે અમદાવાદ, કાઠિઆવાડની મુલકગીરી, પેટલાદ, નાપાડ, સુડા, રાણપૂર, ધંધુકા અને ધોધા પરગણાં તથા કંપનીના કેટલાક

ભાગ હજારે લીધા હતા. પણ વસાઇનો કોલકરાર થયો તે-માં રાણપૂર, ઘોઘા, ધંધુકા તથા પેશવાનો ભાગ બ્રિટિશ સરકારને આપ્યો. એ સિવાય બાકી રહેલો મૂલક દશ વરસને પટે ગાયકવાડ સરકારને સને ૧૮૦૪ ના જુન મહિનાથી પેશવા સરકારે આપ્યો હતો. પણ પ્રથમ આપેલા પટાની મુદત થઈ રહી ત્યારે તે નવો આપેલો પટો પેશવાએ રદ કર્યો, અને ગુજરાતમાં પોતાની રાજસત્તા વધારવાની આ-તુરતા થઈ. તેથી સને ૧૮૧૫માં ત્રિંબકજી ડેંગલાને સરસૂબો ઠરાવ્યો. તેણે તે પ્રાંતમાંનો પેશવાનો મૂલક તેના નામે લીધો. આ પ્રમાણે પોતાને જે સત્તા મળી હતી તેનો બ્રિટિશ સર-કારે સાથે કપટકાર્ય રમવામાં ઉપયોગ કરવા માંડ્યો. પણ સને ૧૮૧૭ માં જે કરાર પેશવા સરકાર સાથે થયો તે કરાર પ્રમાણે આ તોફાની સૂબાને તેણે માન્ય રાખ્યો નહીં. પે-શવા સરકારે હવે પછી ગાયકવાડ સરકાર ઉપરનો દાવો છોડી દેવાને કબુલ કરેલું હતું તે તથા પાછલા લહેણા બદ-લનો ચૂકાદો કરેલો હતો તે સિવાય પોતાની ગુજરાતમાંની ઉપજ ઓરપાડ બાતલ કરતાં બ્રિટિશ સરકારને આપી.

૨૧. તારીખ ૬ ઠી નવેંબરે વડોદરામાં જે ખાસ ઠરાવ થયો હતો, તેમાં પુના સરકાર કરતાં ગાયકવાડ સરકારને વધારે લાભ થયો હતો. ગુજરાતમાં એક બીજાનાં જે રાજ્યો હતાં તેની થોલ પડતી વહેંચણ થઈ હતી. સહાયકારી ફોજમાં એક હજાર કવાયતી પાયદળ તથા ઘોડે સ્વારની બે પલટણો વધારી આપવાનો ઠરાવ થયો હતો. તેના ખર્ચના બદલામાં બ્રિટિશ સરકારને થોલ પડતું કરવામાં વચ્ચે જે પરગણાં આવે તે આપવાનું ગાયકવાડ સરકારે કબૂલ કર્યું હતું.



# પૂરવણી નબર ૨ જો.

## શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજની

## વંશાવળી.

- કેરોજી.
  - કાનોજીરાવ. (अ)
  - હરજીરાવ. (ब)
  - પાનાજી ઉર્ફે દામાજીરાવ. ०
  - ઝીંગોજીરાવ.
    - માલોજીરાવ. (क)
    - પીલાજીરાવ.
      - દામાજીરાવ. (इ)
      - પ્રતાપરાવ ઉર્ફે તાત્યાસાહેબ. (ड)
      - ખંડેરાવ. (फ)
      - આનંદરાવ. ०
      - શયાજીરાવ. ०
      - એશવંતરાવ. (ज)
      - કેલોજીરાવ ઉર્ફે ધુંડાજી.
      - જેસીંગરાવ. ०
    - તાત્યાજીરાવ. ०
    - મહિજીરાવ ઉર્ફે માધવરાવ. ०

(૬)

દામાજીરાવ.

શિયાજીરાવ. ફતેસિંગરાવ. માનાજીરાવ. મલ્હારરાવ ઉર્ફે રામરાવ. ગોવિંદરાવ મહારાજ.

(ગોવિંદરાવ મહારાજ:)

દામાજીરાવ. આનંદરાવ. ફતેસિંગરાવ. શિયાજીરાવ મહારાજ

(શિયાજીરાવ મહારાજ:)

ગણપતરાવ ઉર્ફે રાવસાહેબ. ખંડેરાવ ઉર્ફે આપાસાહેબ. આનંદરાવ ઉર્ફે નાનાસાહેબ. ગયાજીરાવ ઉર્ફે ભાઉસાહેબ. મલ્હારરાવ ઉર્ફે દાદાસાહેબ. એશવંતરાવ ઉર્ફે બાબાસાહેબ.

(ખંડેરાવ ઉર્ફે આપાસાહેબ:)

શિયાજીરાવ ઉર્ફે ગોપાલરાવ.
( હાલ રાજ કરેછે. )

યુવરાજ ( સંવત ૧૯૩૯ ના અષાડ વદ૦૦) ઉપર શ્રાવણ શુદ ૧ શુક્રવારે તા. ૩ જી
ફતેસિંગરાવ. અગષ્ટ ૧૮૮૩ ને રોજ જન્મ્યા છે).

(अ)

- કાનોજીરાવ.
  - ગંગાજીરાવ.
    - કેદારજીરાવ.
      - ત્રિંબકરાવ.
        - બાપુરાવ.
          - નારાયણરાવ. ०
        - વિઠલરાવ.
          - ગોપાલરાવ.
            - ખંડેરાવ. (હયાત)
              - મલ્હારરાવ.
            - મલ્હારરાવ. ०
        - ગંગાજીરાવ.
          - એશવંતરાવ.
            - ખંડેરાવ.
            - પ્રતાપરાવ.
          - દાદાજીરાવ. ०

(फ)

- ખંડેરાવ.
  - મલ્હારરાવ.
  - દીવરાવ.

(ज)

- એશવંતરાવ.
  - ભીવરાવ.
  - ત્રિંબકરાવ.

(क)

- માલોજીરાવ.
  - ગોવિંદરાવ ઉર્ફે ગોદાજી.
    - ગણપતરાવ.
      - ગોવિંદરાવ ઉર્ફે બાપુસાહેબ.
        - આબાસાહેબ.
        - શદાશીવરાવ ઉર્ફે રાવસાહેબ. (હયાત)
        - મુરારરાવ ઉર્ફે દાદાસાહેબ (હયાત)
      - ગોપાલરાવ.
        - ખંડેરાવ ઉર્ફે બાબાસાહેબ. (હયાત)
        - ગણપતરાવ. (હયાત)
    - દઉલતરાવ. ०
    - માલોજીરાવ. ०

(૬)

પ્રતાપરાવ ઉર્ફે તાત્યાસાહેબ.




મહારાજા ખંડેરાવની રાણી અ-
રેમતપન્હા જમનાંબાઈ સાહેબે તા૦ ૨૭ મી મે સને ૧૮૭૫
અથવા વૈશાખ વદ ૭ સંવત ૧૯૩૧ ને રોજ દત્તક લીધા.

---

* હાલ નામ શિયાજીરાવ.

(ब)


હરજીરાવ.
એસાજી.
ભીમાજી.
શિવાજી.
ભીવજી.
કુસાજી.
નાવજી.
વિઠલરાવ.
રામરાવ.
બાલાજી.
બાલાજી.
હરજીરાવ.
રૂપાજી.
સુબાનરાવ.
સીદાજી.
માધજી.
આનાજીરાવ.
તુકાજીરાવ.
આનાજીરાવ.
ગોવંદરાવ.
બાલાજીરાવ.
ગોવિંદરાવ.
સકારામ.
ગોપાલરાવ.
કષનરાવ.
(હયાત)
કાશીરાવ.
(હયાત)
નારાયણરાવ.
વામનરાવ.

## પૂરવણી નંબર ૩ જો.

વડોદરાની ગાદી ઉપર શ્રીમંત ગાયકવાડ મહારાજ સેનાખાસખેલ સમશેર બહાદૂરના વંશમા જે જે ગાદીપતિ થએલા તેઓના ગાદીએ બેઠા, ઉતર્યાના સન વિગેરે કેટલીક જાણવા જોગ બીનાનું હકીકત પત્રક.

| અનુક્રમ નંબર | રાજાનું નામ. | ગાદીએ બેઠાનો સન. | ગાદી ઉપરથી ઉઠ્યાનો સન. | કેટલી મુદત રાજ્ય કર્યું. | દિવાન ક્યા ક્યા થયા. | બ્રિટિશ રેસિડંટો ક્યા ક્યા ક્યાં ક્યાં સુધી રહ્યા. |
|---|---|---|---|---|---|---|
| ૧ | પીલાજીરાવ | ૧૭૩૦ | ૧૭૩૨ | ૨ | કોઈ નહીં. | કોઈ નહીં. |
| ૨ | દામાજીરાવ | ૧૭૩૨ | ૧૭૭૨ | ૪૦ | દેવાજીતાકપર, માધજી ગોવિંદ કાકીરડે. | કોઈ નહીં. |
| ૩ | શિયાજીરાવ ફતેસિંગરાવ મુતાલિક | ૧૭૭૨ | ૧૭૭૮ | ૬ | માધવ નિમ્બાજી, રામચંદ્ર, બાલાજી, ગોપાળ નાઇક, તાંબેકર. | કોઈ નહીં. |

| ૪ | ફતેસિંગરાવ. | ૧૭૭૮ | ૧૭૮૯ | ૧૧ | આતાજી નાગેશ, રામચંદ્ર ભાસ્કર. | કોઈ નહીં. |
|---|---|---|---|---|---|---|
| ૫ | શિયાજીરાવ વતી કામ ચલાવનાર માનાજીરાવ | ૧૭૮૯ | ૧૭૯૭ | ૪ | ,, | કોઈ નહીં. |
| ૬ | ગોવિંદરાવ મહારાજ | ૧૭૯૩ | ૧૮૦૦ | ૭ | રાવજી આપાજી, (વરસ ૭). | કોઈ નહીં. |
| ૭ | આનંદરાવમહારાજ ફતેસિંગરાવ | ૧૮૦૦ | ૧૮૧૯ | ૧૯ | રાવજી આપાજી, (વ. ૩).<br>સીતારામ રાવજી, (વ. ૪).<br>બાબાજી આપાજી (વ. ૫).<br>ગંગાધર શાસ્ત્રી, (વ. ૩).<br>ધાકજીદાદા, (વ. ૪). | મેજર. એ. વાકર (૧૮૦૨-૧૮૧૦)<br>મેજર. જે. રિવેટ. કનાક (૧૮૧૦-૧૯) |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮ | શિવાજીરાવ મહારાજ | ૧૮૧૯ | ૧૮૪૭ | ૨૮ | વિઠ્ઠલરાવ ભાઉ,<br>વિઠ્ઠલરાવદિવાનજી,<br>ગોપાળપંથ દાદા,<br>વેણીરામઆદિતરામ<br>બાપુ હરગડે,<br>બાબા નાગડે,<br>ભાઉ પુરાણિક,<br>ગોપાળરાવ મ્હૈરાળ,<br>સખારામ પાંડુરંગ રોડે. | મેજર.જે.રિવેટકર્નાક (૧૮૧૯-૧૮૨૦)<br>મિ.સિ. નોરિસ (૧૮૨૦-૧૮૨૧)<br>મિ. જે. ઉવિલિયમ્સ (૧૮૨૧-૧૮૩૭)<br>મિ. જે. સર્થલેન્ડ (૧૮૩૭-૧૮૪૦)<br>મિ. ડે. એસ. બોયડ (૧૮૪૦-૧૮૪૪)<br>મિ. રેમિંગટન (૧૮૪૪-૧૮૪૫)<br>સ. આર.કે.આબર્થનોટ(૧૮૪૫-૧૮૪૬)<br>મિ.ડબ્લ્યુ. એન્ડ્રુજ (૧૮૪૬-૧૮૪૭) |
| ૯ | ગણપતરાવ મહારાજ | ૧૮૪૭ | ૧૮૫૬ | ૯ | ભાઉ તાંબેકર (વ.૫)<br>ગણેશ સદાશિવ<br>ઓક્રે અને ગો-<br>વિંદરાવ પાંડુરંગ<br>રોડે. | ક.જે.આઉટરામ (સન ૧૮૪૭-૧૮૪૮)<br>કેપ્ટન. પી. ટી. ફ્રેન્સ (૧૮૪૮-૧૮૫૦)<br>કર્નલ. જે.આઉટરામ (૧૮૫૦-૧૮૫૨)<br>મિ. જે.એમ. ડેવીસ (૧૮૫૨-૧૮૫૩)<br>મિ જી.બી.સેટનકાર (૧૮૫૩-૧૮૫૪)<br>કર્નલ.જે. આઉટરામ (૧૮૫૪-૫૫)<br>મે. ડી. એ. માલકમ } (૧૮૫૬-૫૭)<br>સ. આર. શેક્સ્પીયર } |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | ખંડેરાવ મહારાજ | ૧૮૫૬ | ૧૮૭૦ | ૧૪ | ગોવિંદરાવ પાંડુરંગ રોડે. (વ. ૧૦). ભાઉસિંધિયા, (વ. ૨). નિમ્બાજીદાદા, (વ. ૧). | સ. આર. શેકસ્પીયર (૧૮૫૭-૫૮)<br>કર્નલ. આર. વાલેસ (૧૮૫૯-૬૬)<br>કર્નલ. જે. ટી. બાર (૧૮૬૬-૧૮૬૭)<br>કર્નલ. ઇ. પી. આર્થર (મા. ૬)<br>કર્નલ. જે. ટી. બાર (૧૮૬૭-૧૮૭૦) |
| ૧૧ | મલ્હારરાવ મહારાજ | ૧૮૭૦ | ૧૮૭૪ | ૪ | ગોપાળરાવ મ્હૈરાળ (વ. ૧) નાનાસાહેબ ખાનવેલકર. (વ. ૧). દાદાભાઇ નવરોજી (વ. ૧). | કર્નલ. જે. ટી. બાર (૧૮૭૦-૭૨)<br>કર્નલ. એ. જી. શોર્ટ (૧૮૭૨-૭૩)<br>કર્નલ. આર. ફેર. (૧૮૭૩-૭૪)<br>સ. લુઇસપીલી એજંટ ગવર્નરે જનરલ અને સ્પેશિયલ કમિશનર (૧૮૭૪-૭૫). |
| ૧૨ | શિયાજીરાવ મહારાજ | ૧૮૭૫ | ચાલુછે | — | સ. ટી. રાજા માધવરાવ, (વ. ૮). ખાનબહાદૂર કાજીશાહબુદીન ચાલુછે. | સર. આર. મીડ. એજંટ ગવર્નરે જનરલ અને સ્પેશિયલ કમિશનર(મા.૭)<br>મિ. પી, એસ. મેલવીલ. સી. એસ. આઇ. એજંટ ગવર્નરે જનરલ (૧૮૭૫-૮૩)<br>જનરલ વાટસન (૧૮૮૩થી)ચાલુછે. |